# હું આંખ દેખાડું છું.



ચાંપો–અડે ભગા માજે હા રોજે'

# કલજુગનાં કૌતક

૬૫૭૨ પુસ્તક ૧ લું.

ચાલુ જમાનાના વિચિત્ર બનાવોના હાસ્યકારક ટુચકાઓ

## ત્રીસ ચીત્રો સાથે.

:o:


રચનાર

એમ. એચ. મોહેરઅલી

ને હારમોનિયમ ચાવીબુક—ફિડલ ચાવીબુક—કનસર્ટિના ચાવીબુક—ઉસ્તાદે કનસર્ટિના—એકાર્ડિયન ચાવીબુક—સુનાની ટેબલ હકીમુ સન્ચલના ચમત્કાર વિગેરેના કર્તા.





મુંબઈ:

ધી સરસ્વતિ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું

૧૮૯૭.

૬૬૩૭ પણ કોટમાં જાઉં ત્યારેની !

સાંજના જ્યારે હું ઘેરે આવ્યો ત્યારે મારી મીસીસે કહ્યું "કેમ તમો તો કહેતા હતાની કે હું કોટમાં જઇશ ત્યારે વળતાં જરૂર બેજરૂર કલજુગના કૌતક લેતો આવીશ તેતો તમે લાવ્યા હશો ?"

"હા, પણ કોટમાં જાઉં ત્યારેની !"

"શું તમે કોટમાં નહી ગયા હતા ! ત્યારે પાઘડી ડગલો શું કામ મંગાવી લીધો તો ?"

"હેં ! પાઘડી ડગલો ! કોણે મંગાવ્યો તો ?"

"તમેજ, પેલો બાલો આવી લઇ ગયો તે શું !"

"એ શું બકે છે ! હું તો કાંઇ જાણુંજ નથી."

"શું જાણતો નથી ! તમે ગયા કે થોડીવાર પછી એક બાલો આવ્યો તે કહે–સેઠની પઘડી દગલા દયો સેઠ કીલ્લે જાય છે. મેં કહ્યું તને ઓળખતી નથી તે નહી આપું. ત્યારે તેણે તમારો રૂમાલ દેખાડીને કહ્યું–સેઠે યે નીશાની આપી હઐ બાઇ–તે જોઇને મેં આપ્યો ને વળી શું !"

"અરે ! રૂમાલ તો મેં પેહેડીપર જતાં રસ્તામાં ખોયો હતો ! ને તેં આ શું કીધું ! શાબાશ, તે હજમબાદને રૂમાલ મળ્યો તેતો તે મારી ગયો પણ તે દેખાડીને સાથે પચાસ રૂપીઆની પાઘડી ને વીસ રૂપીઆનો નવો ડગલો પણ મારી ગયો."

"એ તો એમજ તો ! એમ કંઇ ઠોકરો લાગશે ત્યારેજ

ચાટલો

ખરચી કલજુગના કૌતક લાવશો તો !"

# ચિત્રોનું સાંકળીઉં.

# પ્રસ્તાવના.

થોડાક વર્ષોમાં મેં મારા ફુરસદના વખતે જુદી જુદી તરેહના વાજીંત્ર-પુસ્તકો રચી પ્રગટ કરેલા છે જે મારા જાતી અનુભવ ને મેહેનતે વાજીંત્ર વગાડનારાઓને અનુકુળ થવાથી વાજીંત્રના સત્તાવાર પુસ્તકો તરિકે ચાલે છે ને મને તેની અનેક આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાની જરૂર પડી છે.

એ રીતે એક જાતના પુસ્તકમાં ઉત્તેજન મળવાથી બીજી જાતના પુસ્તકો રચવાની મને ઉલટ થઈ આવી જે પરથી મેં આ પુસ્તક તૈયાર કરીને પ્રજાની સેવામાં મુક્યું છે.

આ પુસ્તકમાં સાદી અને લુખી શિખામણો નથી પણ ખુશમશ્કરીના ટુચકારૂપે આપેલી છે કારણ કે જેમ નરી ચણાની દાળ કરતાં 'છપ્પન મસાલેકી દાળ' સ્વાદિષ્ટ લાગે છે તેમજ સરળ અક્કલના વિષયોમાં લગારં મશ્કરીનો મસાલો ભેળેલી શિખામણો હોય તો તે મીઠી લાગે ને ઝટ કરતી પેટમાં ઉતરી પણ જાય; એટલુંજ નહી પણ વળી ચેસ્ટરફીલ્ડ કહેછે કે "જો તું તારી તંદરૂસ્તીને કિંમતી ગણતો હોય તો તું તારો મીઝાજ ખુશ જાલવી રાખવાને બનતી કોષેશ કર." એમ જ્યારે હસી ખુશી સાથની શિખામણો એક તો મીઠી લાગીને જલદી અસર કરે છે ને બીજું આપણા મિઝાજને આનંદ આપી તંદરૂસ્તીને ફાયદો કરેછે ત્યારે એવું એક 'પંથ ને દો કાજ' શું કામ ન કરવું?

"કલજુગના કૌતક" એ નામથીજ એવું જણાઇ આવેછે કે એ પુસ્તકમાં ચાલુ જમાનાના વિચિત્ર બનાવોનું વર્ણન હશે. આ પુસ્તકનો મોટો ભાગ તેવાજ ચર્ચાતા વિષયો વિષે હાસ્યકારક ટુચકારૂપે વિવેચન' કરી ભરેલો છે કે જે મે બીજા કોઇની મદદ લઈ લખ્યો નથી પણ મેં મારી પોતાની અલ્પ બુદ્ધિથીજ જેવો બની શક્યો તેવો લખ્યો છે, બાકીમાં કેટલોક ભાગ બીજા કેટલાક પુસ્તકો તથા પત્રોમાંથી ફકરા કહાડીને તેમાં પ્રસંગને અનુસરતો ફેરફાર કરી લખ્યો છે ને થોડોક ભાગ અસંભવીત પણ હસાહસનો મેં જેવી રીતે સાંભળેલ તેવીજ રીતથી લખ્યો છે.

શાસ્ત્રીય પુસ્તકો ઘણું કરી કઠિન ભાષામાં લખાયલા હોય છે જે સાધારણ સ્ત્રીપુરૂષો સમજી શકતા નથી. તેવી ભાષા મેં આ પુસ્તકમાં વાપરી નથી પણ સાધારણ વાતચિતમાં અને વ્યવહારના દરેક પ્રસંગે ખુશાલ સ્વભાવના માણસોથી કેવી હાસ્યકારક ઢબ ને મર્મના વાકયો ને શબ્દ વપરાય છે તેપર બનતા સુધી મેં લક્ષ આપી સાદી ને સરળ ભાષા વાપરી છે કારણ કે સર્વેને આનંદ સાથે બોધ આપવો એજ આ પુસ્તકનો હેતુ છે ? એ હેતુ કેટલે દરજ્જે પાર પડયો છે તેનો નિર્ણય કરવાનું વાંચનારાઓને સોંપું છું ને વધારે તો શું પણ વાંચનારાઓને આ પુસ્તકથી આનંદ માત્ર થશે તો એ લખવાની મતલબ કેટલેક દરજ્જે પાર પડી એમ હું સમજીશ.

હું કોઇ વિદ્વાન કે પ્રવિણ ગ્રંથકાર નથી ને આવી, જાતનું મારૂં આ પહેલુંજ પુસ્તક છે માટે તેમાં ખામીઓતો હશેજ તે સુજ્ઞ વાંચનારાઓ ક્ષમા કરી લખી જણાવશે તો મોટા ઉપકાર સાથે બીજી વખતે તે સુધારવાને સેવક ચુકશે નહી.

આ પુસ્તકના ટુચકાઓમાં જે જે નામ આપવામાં આવેલ છે તે માત્ર કલ્પિત છે. કોઇને માટે અંતઃકરણથી લાગુ પાડવામાં આવેલ નથી તેમ છતાં આ ટુચકારૂપી લખાણ અગવડ ભરેલું છે તેથી કદાચ કોઇને લાગુ પડે તેમ થયું હોય તો હું ક્ષમા મગુંછું ને વિનંતી કરૂંછું કે કોઇએ પોતા પર વાત લાવવી નહી.

આ પુસ્તક રચવામાં બીજા જે પુસ્તકો તથા પત્રોથી મને મદદ મળી છે તે લખનારાઓનો આ પ્રસંગે હું ઉપકાર માનું છું.

એમ. એચ. મેહેરઅલી

કર્તા.

મુંબઇ. આગસ્ટ ૧૮૯૭

---

૬૬૩૩

# કલજુગના કૌતક

## પુસ્તક ૧ લું

### આ કોઈ શે કે નહી ?

એક દહાડે પાસુડા દરજીનું પાસેના ગામમાં જવું થયું. ત્યાંથી પાછો આવતાં રસ્તે વેઢામાં તેને એક ઘસરકો પડેલો જણાયો. તે જોઈ પાસુડો ગભરાટમાં પડયો ને ત્યાંથી મુઠી બાંધી, જીવ લઈને નાઠો અને હાંફતો હુફતો પોતાને ઘરે આવી પાસુડીને કહેવા લાગ્યો—"અરે! આજેતો રસ્તામાં એક અચરત બન્યું. જબરા જબરા કાળા હો હાંપ મુને હાંમા મળ્યા. પણ શું કહું મારી હિમ્મત! હુંતો તે બધના વસમાંથી શાતી કહાડી સાલી આવ્યો."

"મૂરખા, હો હાંપ કોઈ દી હાથે રહેતાજ નથી, માટે બરોબર બોલ."

"કદી હો નહીં હશે તો પચાહ હાંપતો હશેજ હશે"

"ગાંડા, પચાહ પણ ભેળા ન હોય."

"ત્યારે દશ તો જરૂર હતાઝ."

"ના, હુજી પણ ફેર લાગે શે."

"અઢી તો જરૂર ને જરૂર હતાઝ, પાહુડી હવે હુ ખોટું નથ બોલતો."

"મૂરખા, અઢી હાંપ થાય કયમ! ઇતો દેખીતું કૂળ શે."

"ત્યારે એકતો હશે કે એકે નહીં?"

"હુજી પણ ભરોહો આવતો નથી."

"ત્યારે વેઢામાં કાંઈ હશે કે કાં–આં–ઈ નહીં.? લે હવે શું કેશ જોઉં!"

"નહીં, ઇમાં પણ કંઈ ફેર હશે."

"હેં! ઇમાં પણ ફેર કે? ત્યારે સાલ, તને દેખાડું" એમ કેહતો પાસુડો પાસુડીનો હાથ ધરી ઘસડતો ઘસડતો પેલા વેઢા આગળ લઇ ગયો અને તે ઘસરકો દેખાડી બોલ્યો—"લે હવે જો, આ કાંઇ શે કે નહીં?"

---

## પણ તમને કોણ કહે છે?

એક ગ્રહસ્થ દેવલમાં જતો હતો. તેની પૂઠે એક કુતરો ચાલતો હતો. જ્યારે તે દેવલમાં દાખલ થવા લાગ્યો ત્યારે તેની પાછળ ચાલતા કોઇ બીજા શખસે કહ્યું "સાહેબ, દેવલમાં કૂતરાને લઈ જવાની મનાઈ છે."

"ભાઇ, એ મારો કુતરો નથી."

"ત્યારે એ તમારી પાછળ આવે છે તે ?"

"એમતો તમે પણ મારી પાછળ આવો છો!"

---

## બૂટ–પાઆલીશ.

ફુલચંદ ફક્કડ અને અમીજી ઉસ્તાદ બેહુ નોલના દલાલ હતા. તેઓ કોર્ટમાં ફુરસદના વખતે બેહુ સાથે રહી ફરેહરે ખરા, પણ કામમાં એક બીજાંના હરીફ હતા.

એક દહાડે એક ને એકજ સોદો બેહુએ કસી રાખ્યો હતો, પણ બહારકોટથી લેનાર ધણીની આવવાની ખોટી હતી. તેની રાહ જોતા મુંબઇ બેંકની સાંબે તેઓ ખુશમશ્કરી કરતા બીજા દલાલો સાથે બેઠા હતા. પણ ફુલચંદ જાણે કે લેનાર ધણી આવે કે પેહેલો હું લાગુ પડીશ, ને અમીજી જાણે કે હું પેહેલો થઈશ. થોડીવારે લેનાર ધણી નાકાપર ટ્રામવેપરથી ઉતરી આવતો દેખાયો. તે બેહુ પેહેલે થવા ઉઠયા, પણ ફુલચંદ કરે શું ? તે જોયછતો તેનાં જોડા ગેપ! અરે તારૂં ભલું થાય! હવે ઉઘાડે પગે તે દોડે કેમ? બાપડો ગાભરો થઇ આમ તેમ જોવા લાગ્યો. પણ એટલામાં અમીજીએતો કામ પૂરૂં કીધું અને તે પાછો આવીને હસ્તાં હસ્તાં પુછવા લાગ્યો—"કેમ ફુલચંદ, શું જોયછ ?"

"દેડના ખાધા, મારા જોડા કયાં ?"

"તારા જોડા કે? તારા જોડા—ઓ—ઓ પે—એલા બૂટપાલીસવાળાને મેં પાલીસ કરવા આપ્યા છે. તેમાં ઘભરાયછ શાનો ? તે હમણા લાવશે"

બાપડા ફુલંચંદની જ્યાં ત્યાં જોડા કહાડી ઊઘાડે પગે બેસવાની ટેવ હતી, જેથી અમીજીએ તેના જોડા બુટપાલીસ-વાળાને આપીને તેને અટકાવી મુકયો હતો.

---

## સુડનો સ્વાદ.

"તાડ ઉપર કાંગ બેઠો; ઉડ કાગ તાડ ખાઉં–તાડ ઉપર કાગ બેઠો, ઉડ કાગ તાડ ખાઉં" ચાલો જટ જટ એમ ઉપરા ઉપરી પચીસ વખત બોલી જાઓ.

---

## અખ્યા મખ્યા ને અલ્લાહ રખ્યા.

એક નાની વાલ અડધા વાલની ભુલથી પણ કેવો રકાસ બને છે, તેનો એક દાખલો નીચે આપું છું.

હું રાતના જમીને ફુરસદે બેઠો હતો. આઠ વાગાનો અમલ હતો, એવામાં મારા સાળાના બુચાએ આવી મને કહ્યું "ફુઆજી ફુઆજી, મારા બાવા તમને બોલાવે છે."

"કેમ, કાંય! શું કામ છે?"

"તેની મને ખબર નથી પણ કહ્યું છે કે સાથે મારી ફુઇજી કુલસુમને પણ લેતા આવજો."

"હમણાજ બોલાવે છે કે?"

"હા જી, હમણાજ બોલાવે છે."

"વારૂં, તું ચાલ હું આવ્યો."

હું કપડા પેહેરી મારી બઇરી કુલસુમને સાથે લઈ નીચે ઊતર્યો. આ મોહલ્લો મુકીને બીજા મોહલ્લામાં મારા સાળાનો ઘર હતો, ત્યાં હમો ગયા. મારા સાળા સાથે વાત-ચીત કીધી ને હું મારા ઘેરે પાછો જવા ઊઠયો. પણ મારી બઇરી કહે કે—તમે જરા નીચે ઊતરી ઊભા રહો હું મારી ભાભીથી આ જરા વાત પુરી કરી હમણા આવું છું તો પછી સાથે ચાલ્યા જઇશું.

"ઠીક છે, જલદી કર, હું નીચે ઊભો છું" એમ કહી હું નીચે ઊતર્યો. જરાક આગળ નાકાપર આઇસ સોડા શરબતવાળાની દુકાન આવેલી હતી, ત્યાં ફુરસદનો વખત જાણી ચાર પાંચ માણસો ભેળા થઇ બેઠા હતા. હું પણ ત્યાં જઇ ગપ હાંકતો ઊભો ને મેં નજર મારા સાળાના ઘર તરફ રાખી કે મારી કુલસુમ ઊતરે તો સાથે ઘરે જઇએ. થોડીવારમાં કુલસુમ ઊતરી ને આ-ગળ ચાલવા લાગી, જે જોઇ હું વાત પડતી મુકીને જરા ચાંપી ચાલતો તેની પાછળ ગયો. જ્યારે નજીક પહોંચ્યો ત્યારે મારા મનમાં થયું કે આજે મારી બઇ-રીની જરા ગમ્મત કરૂં. હું તેની બાજુમાં જતાંજ જાણે કશામાં નથી એવું દેખાડવાને જરા ઊંચે જોતો, બીજો કોઇ નહી જોય તેમ તેની બાજુમાં મેં એક ઝીણું ફરમાસુ ચિમટું તોડયું. પણ ઓ ખુદા! તોબાહ તોબાહ! તે ઓરતતો મારી બઇરી નહી પણ મારેથી સવાઇ ઊમરની

કાળી, કાણી ને ડાકણ–મુખડાવાળી કોઇ બીજી બઇરી હતી! આ કેવી ભુલ! કેવી કમબખ્તી! ગાળે ગાળનો વરશાદ ગર્જના કરતો વરસવા લાગ્યો. હું બએ હાથે સલામ કરી તે માતા પાસેથી માફ માંગવા લાગ્યો પણ કાંઇ વળ્યું નહીં, ને આજુબાજુના માણસો એકઠા થઇ ગયા. હું ઘણુંએ સમજાવી સમજાવી કહું કે ભાઇઓ મારી ભુલ થઇ છે. મારી બઇરી જેવોજ કદ, તેવીજ પીળી પછેડી, તેવોજ હાથનો લટકો ને હમણાજ તે પણ આ ઘરપરથી ઊતરવાવાળી, તે પરથી ભુલીજઇને મેં એ ખુબસુરત બાઇનું મોહું જોયા કર્યા વગર ફકત એને એક ઝીણુ ચિમટું તોડ્યું છે. પણ માને કોણ? સર્વે કહેવા લાગ્યા "અરે શું વાત લાવ્યા મારા સાબ, એવીબી કંઇ ભુલ હોય! આ બુઢી બઇરી તેની છેડતી કરવા તમો ભુલ્યા નહી ત્યારે બીજા તે કેવા કામ કરતા હશો!" અરે મારા ખુદા! મારી કેવી લેવરી થવા લાગી ને મને કેવી શરમ લાગી તેનો પુરો બયાન હું લખી શકતો નથી. હમારા મીઆંજીઓ એવી બાબતમાં એવા તિખ્ખા તમતમતા છે કે જરૂર મને મેથી–પાક જમાડયા વગર મુકતે નહી પણ હું જેમ તેમ કાલાવાલા કરીને તથા તે બાઇને મા બહેન કહી કહીને હાથ જોડી છુટયો.

મેં મનથી કહ્યું—"ચાલો ખલાસ થયું," પણ નહીં. એવામાં તો મારા કુલસુમજી નીચે આવી લાગ્યાં ને મારી

લેવરી ઓછી થઇ હતી તે વળી પુરી કરવા લાગ્યા "કેમ તમેતો 'અખ્યા મખ્યા ને અલ્લાહ રખ્યા' હતાની ?"

મેં ઘણુંએ સમજાવ્યું પણ તે કહે—"વારૂં વારૂં, હું જાણુંછ. હમણા રસ્તામાં શું કરૂં પણ ઘરે ચાલો પછી તમારી વાત છે."

માફ કરજો. ઘેરે મારો કેવો ફેસ્તો થયો તે નથી લખતો, જરા શરમ લાગેછે!

---

"ભાઈ, તું બધી વાતે એ જગ્યાને લાયક છે પણ વાંધો માત્ર એટલોજ છે કે તારી ઊમર બહુ નાની છે"

"સાહેબ, જો હાલ એ નજીવી તકસીર માફ કરશો તો આગળ જતાં જરૂર હું મોટો થવા ચુકીશ નહી."

---

એક દહાડે એક મેહેતાજીએ નિશાળના છોકરાઓને સવાલ કર્યો —"હાથી એટલું બધું પાણી પોતાની સુંઢમાં ભરીને શું કરતો હશે?"

સઘળા છોકરા વિચારમાં પડયા, એવામાં એક મારવાડીના છોકરાએ જવાબ દીધો—"સાહેબ તે થોડું વ્યાજે મુકતો હશે."

---

"તમે એ સવાલથી ગુચવણમાં પડયા છો ?"

"અરે નહીરે, શું જવાબ આપવો તેની ગુચવણમાં પડયો છું."

---

# હાથી કેવો થાયછે ?

એક દહાડે જુદીજુદી જાતના છ આંધળાઓ જેઓ એકમેકના મિત્ર હતા તેઓ એક હેલકરીની મદદ લઇ હાથી કેવો થાયછે તેની તપાસ કરવા ગયા. જ્યારે હેલકરીએ તેઓને એક હાથી પાસે ઊભા કીધાં ત્યારે તેઓ હાથીની તપાસ કરવા લાગ્યા ને દરેક જણ હાથીના શરિરનો જે ભાગ તેના હાથમાં આવ્યો હતો તેપર હાથ ફેરવતો પોતાનો અભિપ્રાય આપવા લાગ્યો.—

ઇશરાયલ હાથીનું પુછડું તપાસતો બોલ્યો—"અગે કાય હો, હત્તી રસ્યાવાની હાય !"

મુસલમાને પગને કોટી કરતાં જવાબ દીધો— "નહી જી, યે તો બડે પેડકે જૈસા હુએ."

બ્રાહ્મણ પેટપર થાબા દેતો બોલ્યો—"અલ્યા, તમે બેઊ ભુલ્યા, હાથીતો ડુંગરા જેવો છે."

લાલ્યા સુરતીએ હાથીનું કાન ધરી કહ્યું—"હહરીના હંધા ભુલા પયડા, હાથીતો ઝાણે હુપડું સે હુપડું !"

ઇરાનીએ સુંઢ તપાસતાં કહ્યું—"એ બધાના અક્ખલમાં ધુલ પરયા છે, એતો પેલા જંગલના જાડા સાંપ જેવા છે."

મોગલે છેલ્લે ઠોકયું—"ઊફ ઊફ !! શુમા હમેરા ગુમરાહ મીકુનીદ. બાબા, ફીલ મિસ્લે નચઝે અસ્ત. !!"

---

# હાથી કેવો થાય છે?



" એ બધાના અખ્ખલમાં ધુળ પડ્યા છે, એતો પેલા જંગલના જાડા સાંપ જેવા છે."

# બાપૂ.

કચ્છના મંજલ ગામમાં એક ભટાએ ગાયની વાછરડી પાળી હતી. ભટાને કશું બચ્ચું બાળ ન હતું તેથી તે વાછરડીને પોતાના બચાંની કાંની ચાહતો હતો. તેને રોજ ચરવાને મોકલે તથા તેની ઘણી માવજત રાખતો હતો. વખત જતાં છુટી ફરી હરીને તે વાંછરડી મોટી ગાય થઈ અને ગાભણ થઈ પૂરા દહાડાપર આવી.

એક દહાડે તે ગાય જંગલમાં ચરવા ગઈ હતી તે ત્યાંજ વીઆઈ પડી ને તેને વાછરડો આવ્યો. એવામાં ધૂમ વરશાદ પડવાથી તે તરતનો કુમલો વાછરડો ઉઠીને ગાયની સાથે ચાલી શક્યો નહીં, તેથી તે ગાય ને વાછરડો સાંજ થવા આવી તોપણ ત્યાંજ પડી રહ્યા. વખતસર ગામમાં સહુની ગાયો જંગલમાંથી આવી લાગી, પણ આપણા ભટાની વહાલી ગાય આવી નહી, તેથી ભટો ગામબહાર તેને શોધવા ગયો. ત્યાં જોયછ તો ગાય વીઆઈ છે ને તેને વાછરડો આવેલો છે. પોતાની માનેતી ગાયનો કુમલો વાછરડો જોઇને તેને બહુ પ્યાર છુટ્યો, જેથી તેણે તે વાછરડાને માથે હાથ ફેરવીને કાંધે ઉપાડયો. વરશાદ પડતો હતો તોપણ ભટો હરખમાં ને હરખમાં "મારા વાછરડા—ઓ મારા વાછરડા—બાપૂ તું આટલા દહાડા કયાં હતો?" એમ તેની સાથે બોલતો તે ઘર તરફ લઇ આવવા લાગ્યો, અને ગાય પાછળ પાછળ

ચાલી આવતી હતી. એમ રસ્તે ચાલતાં ભટાનું પોત્યું એક ઝાડના કાંટામાં અટકયું, જેથી તે છુટી ગયું ને ત્યાંજ રસ્તામાં પડી ગયું. પણ ભટોતો વાછરડા બાપૂને બોલાવવામાંજ પૂરો હતો તેથી તેને કશું ભાન રહ્યું નહીં. એમ ને એમ વાછરડાને "બાપૂ-બાપૂ" કરતો જ્યારે તે ગામમાં આવી લાગ્યો ત્યારે તેને નાગો જોઈ લોક સહુ હસતા હસતા તેને પુછવા લાગ્યા—"અરે ભટા આ શું!"

ભટાએ હરખમાં જવાબ આપ્યો "એ વાછરડો છે વાછરડો બાપૂ, એ આજેજ વીઆયલો છે!"

---

## શરમકી બાત હુએ.

બે મિત્ર જે બેહુનો નામ ફાઝિલમીઆં હતું તેઓ સાથે થઈ એક રાતે નાટક જોવા ગયા. થોડાક સીન થવા પછી મશ્કરાઓનું સીન આવ્યો, જેમાં એક મશ્કરો એક ગધેડો લઈને હાજર થયો ને બીજો મશ્કરો તે ગધેડાનો ખરીદાર બની આવ્યો. પેહેલો મશ્કરો પોતાના ગધેડાની તારીફ કરવા લાગ્યો—"અજી મેરા ગદ્ધા આકિલ હુએ-મેરા ગદ્ધા કામિલ હુએ-મેરા ગદ્ધા ફાઝિલ હુએ-મેરા—

આ સાંભળતાં એક ફાઝિલમીઆં ઊભો થયો ને તેણે પોતાના મિત્ર બીજા ફાઝિલમીઆંને કહ્યું—"હો ભૈયા, અબ ચલો, યહાં બએઠનેમેં કુછ હાસીલ નહી. યે શએતાનજના યહાંભી અપનેકુ પહેછાન લીયા. સબકો માલુમ હોગા તો શરમકી બાત હુએ!"

## લ્યો સાબ લ્યો, યે છૅાય.

કલકતામાં મોલુદ મહીનામાં અબુશેઠને ત્યાં જમણ હતું. વખતસર મેજબાનોને બિરયાન, ઝરદો, છાશ વીગેરે પીરસવામાં આવ્યું, ને સહુ જમવા લાગ્યા. ઉપરીઓ ધામધૂમ કરી રહ્યા હતા ને જ્યાં જે જોઈતું હતું, ત્યાં તે આપતા હતા. એવામાં એક પાંથમાં શેઠ સબુરભાઇ બેઠા હતા, જેને છાશ આપવા માટે એક ઉપરીએ બૂમ મારી કહ્યું—"અરે કાસમ છાય લાવ છાય, સેઠકુ છાય દે."

"યે લાયા સાબ," એમ કહેતો કાસમ લાગલો બબરચીખાનામાં ગયો અને એક કાગળમાં ચુલામાંની રાખ, બે ત્રણ બૂક નાખી, કાગળ ભરી હાંફતો હાંફતો દોડી આવ્યો અને તરત પેલા પરોણાના મોહોડા આગળ ધરી કહ્યું "લ્યો સાબ લ્યો, યે છૅાય."

(બંગાલ તરફ ચૂલાની રાખને છૅાય કહે છે.)

---

## બે આંખ સરખી.

જમી ઉઠયા પછી મોટા માય સરખીજ આંખે જોઇ બોલ્યા—

(બુચાને)—"કેમ બાવા, તું જીભરાયો જમ્યો કે?"

(બુચીને)—"ને હુકતી રાન, તું જોભરી મુઇ કે નહી?"

---

# મુક્કીયા તાવની તાસીર.

"દાકટર સાહેબ, જરા મારા ઘેરપર આવોની, મારી બઇરી એકાએક સીક થઇ પડી છે."

"પણ રાતના આ દસ વાગે હું આવતો નથી."

"સાહેબ, આ નાપાક ગાંઠીયા–તાવે હમણાજ એકાએક હુમલો કીધો છે, માટે મેહેરબાની કરીને આવવું જોઇએ."

"ગાંઠીયો તાવ છે! પણ રાતની મારી ફી ડબલ છે."

"જે હોય તે, પણ મેહેરબાની કરીને જલદી ચાલો. હું વિકટોરીઆ લઇ આવ્યો છું તે નીચે તૈયાર ઊભી છે."

"શું કાંઇ દુર જવું છે?"

"અરે નહીરે, આ પાસેની શેતાન–ગલીમાં."

"વારૂં ચા–લો, ત્યારે આવ્યો" એમ કહી દાકટર ભપકીભાઇ પોતાના ભપકાદાર પોશાકમાં સજ થઇ, સોનાના બટન, છેડો, ગડીયાળ ને હીરાની વીંટી લટકાવીને તે બોલાવા આવેલા શખસ સાથે પોતાના ઘરપરથી નીચે ઊતર્યો, વિકટોરીઆમાં બેઠો ને તે ગાડી ચાલતી થઇ. પાએક કલાક ગલીઓમાં આડી અવળી ફર્યા પછી એક ઘરપાસે તે શખસે ગાડી ઊભી રાખી દાકટરને કહ્યું "આ ઘર સાહેબ" દાકટર સાહેબ ગાડીમાંથી ઊતર્યા ને તે શખસ સાથે ઊપર ગયા. થોડીવારમાં બીજા એક શખસે આવી પેલા વિકટોરીઆવાળાને ભાડો ચુકવી

આવ્યો, જે લઇ તે ગાડીવાળો ગાડી હાંકી ચાલતો થયો.

* * * * * *

વીસેક મિનીટ પસાર થઇ ગઇ ને શેતાન–ગલીમાં સર્વે સુમસામ હતું. એવામાં જે ઘરપર દાકટર ચડયો હતો તે ઘરપરથી એક હેલકરી નીચે આવ્યો. તેણે લંગોટી કીધેલી હતી ને એક મેલી અખત્તર પિછોડી માથાપરથી ઓઢી લીધી હતી. તે રસ્તાપર ઊભો રહી આજુબાજુ જોવા લાગ્યો ને પછી ચોરની માફક આજુબાજુએ સંતાતો આગળ નાકાતરફ ચાલ્યો. નાકાપર આવતાં જે વિકટોરીઆ દાકટરને લઇ આવી હતી તે વિકટોરીઆ ત્યાં ઊભી હતી તેમાં તે હેલકરી ચડયો ને ગાડીવાળાને જલદી હાંકી જવા કહ્યું. પણ એવા હેલકરીને તે બેસાડી હાંકી જાય તો પછી ભાડું કોની પાસેથી લે? તેથી તે તો તેને આડુંઅવળું બોલતો ઊતારી પાડવા લાગ્યો. પણ એવામાં પેલા હેલકરીએ ગાડીવાળાના કાનમાં કાંઇ કહ્યું, જેથી તે ગાડીવાળો સમજ્યો ને તેને ગાડીમાં બેસાડી ઝડપથી ગાડી હાંકી ચાલ્યો. થોડીવારમાં ગાડી જે દાકટરના ઘર આગળથી નીકળી હતી તેજ ઘર આગળ આવી ઊભી રહી, જેમાંથી હેલકરી ઊતર્યો ને તે ઝડપથી પેલા દાકટરના ઘરપર ચડી ગયો. થોડીવારમાં વળી એક છોકરો નીચે આવ્યો જે પેલા ગાડીવાળાને ભાડાનો એક રૂપીઓ ચુકવી, પાછો ઊપર ચાલી ગયો.

પણ એ હેલકરી કોણ! તે દાકટરના ઘરપર શું કામ ગયો! ભાડાનો એક રૂપીઓ કોણે મોકલ્યો! એ સહુ

અચરતીના ભેદની મોડી રાત હોવાથી. તે વખતે કાંઇ ચરચા જનમ પામી નહી ને સર્વે ખલાસ થયું.

* * * * * * * *

બીજે દહાડે લોકોમાં વાતો થવા લાગી કે આજુ બાજુના કોઇ ત્રણ ચાર ધાધાઓ 'બઇરીને ગાંઠીયો તાવ છે' એવી તાલમેલ કરીને ડાકટર ભંપકીભાઇને રાતે શેતાન-ગલીમાં એક ખાલી પડેલા ઘરમાં લંઇ ગયા હતા ને ત્યાં દાકટરને ગાંઠીયા–તાવને બદલે મુક્કીઓ–તાવ દેખાડયો, તેના સોનાના દાગીના, હીરાની વીંટી ને સર્વે પોશાક પણ ઊતારી લીધો ને તેને એક લંગોટી ને મેલી પિછોડી આપી હેલકરીના અવતારે નીચે ઊતારી મુકયો.

હવે સમજ પડી કે રાતે હેલકરી જે વિકટોરીઆમાં બેશી આવ્યો હતો ને દાકટરના ઘરપર ચડી ગયો હતો તે તો દાકટર ભપકીભાઇ પોતેજ હતો. તે કાચો ન હતો કે એમ સઘળું-જવા દે. લુટાઇ નીચે આવતા જરૂર તે પોલીસને બુમ મારી જાહેર કરતે, પણ હ્યાં શું કરે! પોતે એકલો કાંઈ ધામધુમ કરે એટલામાં તો તે ધાધાઓ વટેણા વાવી જાય ને વળી તેણે લંગોટી પેહેરેલી હતી. એ એરકી પોશાકે ધાંધલ કરી માણુસ ભેળા કરે તો તેનો અવતાર જોઇ કેવો ફેસ્તો થાય! તે માટે તે ગુપચુપ ચું કે ચાં કીધા વગર ઘરે આવી સુઇ ગયો હતો, પણ નાપાક **કલજુગ** એવી વાત છાની રાખે?

એક હસમુખા ભરથારે એક ગધેડા તરફ આંગળી કરી પોતાની બઇરીને પુછયું—“ આ તારો શું સગો થાય ? ”

બઇરીએ જવાબ દીધો—“ મારા બાપના વેહેવાઇનો દીકરો ”

---

## સુશીલ છોકરાઓ.

એક નિશાળમાં નાના બે છોકરાઓ પોત પોતામાં વાતો કરતા હતા.

એકે કહ્યું “ વારૂ, આપણા શિક્ષકને કોઇ બંદૂક મારે તો કેવી મજા પડે ? ”

બીજાએ જવાબ દીધો “ હા, ઘણી મજા ને એ સાથે નિશાળને પણ આગ લાગી જાય તો જન્મ સુધીની પીડાજ પતી જાય. ”

---

## તાસીરે ખ્વાબ.

કરમસી સેઠની પૂંજી પંદર લાખની હતી, પણ સેઠ એવા કંજૂસ હતા કે ઘીમાં માંખ પડે તો તેને દસ વખત ચાંપી ચૂપી નીચોવે ને તેપરબી સમજે કે હજી એમાં કસ રહી ગયું ખરૂં. સેઠના ઘરની સાંમે એક મીઠાઇવાળાની

દુકાન હતી. શેઠ રોજ બારીએ ઉભા રહે અને તાજી જલેબી જોઈ શેઠના મોહોડે પાણી છુટી આવે. એક દહાડે શેઠે જલેબી ખાવાનો ઠરાવ નક્કી કીધો અને બારીએ ઉભા ઉભા પુછવા લાગ્યા—"એઈ મીઠાઈવાળા ઝલેબી કેમ સેર આપેછ ?

"અઢી આને સેર, કેમ મોકલાવું સેઠ ?"

"અઢી આના ! નહીં, નહીં, બે આને હોય તો મોકલ."

"ના સેઠ નહીં, બે આને પરવડે તેમ નથી"

સોદો થયો નહીં. શેઠ સમજ્યા કે આજે નહીં તો કાલે. ક્યાં ઊતાવળ છે! પણ હું કસીકસીને બે આનેજ પડાવું તો ખરો. શેઠ રોજ જ્યારે બારીએ ઉભા રહે, ત્યારે જલેબીવાળાને સમજાવે, પણ તે બે આને આપે નહીં. એમ કેટલાક દહાડા રકજીક ચાલી.

એક દહાડે શેઠ સવારમાંજ પેટપર હાથ ફેરવતા બારીએ ઊભા રહી મીઠાઈવાળાની સામે મૂછમાં હસ્તા જોવા લાગ્યા. તે જોઇ મીઠાઇવાળાએ ટકોરથી પુછ્યું.—

"કેમ સેઠ, આજે જલેબીનો ભાવ પુછતા નથી ?

"અરે ગાંડા, હવે મારા શા ખપની ?"

"કેમ સેઠ ? રોજ પુછતા હતાની !"

"પણ આજે મેં ઝલેબી ખાધી છે તેની તને ખબર છે!"

"સેઠ શું કહો છો ! હજી તો તમોએ દાતણ પાણીએ કીધેલું લાગતું નથી, ને વળી જલેબી તે કેમ ખાધી?"

"અરે ભલા માણુસ રાત્રે મેં સ્વપનું દીઠું તેમાં મેં થાળી ભરેલી જલેબી જોઇ ને તે ચાંપી ચાંપીને ખાઇ ખુબ લીધી આ પેટતો જો, કેવું તણાય છે તે ?"

એમ કહેતાં કહેતાં સેઠે પેટના નગારાપર હાથ ફેરવી બતાવ્યું. આ જોઈ મીઠાઇવાળાને અડકાર આવવા લાગ્યા.

---

## નરૂં જાણે ઘી.

"છોકરા તારૂં નામ શું ?"

"મારૂં નામ **પથ્થર**"

"અને તારા ભાઇનું નામ ?"

"મારા ભાઇનું નામ **પાણો** સાહેબ"

"વારૂં, પણ તારી બેહેનનું નામ ?"

"બેહેનનું નામ વળી **રોડ઼ી**"

"ત્યારે ઠીક, તારી માંએનું નામ ?"

"માંએનું નામ **લાધી** સાહેબ"

"વાહ ! ત્યારે તારા કાકાનું નામ **પર્વત** કે ?"

"હાજી, એજ સાહેબ"

"શાબાશ, હવે તારા બાપનું નામ કેહ"

"સાહેબ, જે બાકી રહ્યું તે"

"વળી એવું શું રહી ગયું ?"

"ડું-ડું-ડુંગી-ડીંગર"

"કુટંબની નરમાસતો બહુ"

---

## આ ગલાસ ને આ બે આંગલ.

બાવાજી—જો નસલુ, બબો બહુ ઢાંસ્તો ના હો.

નસલુ—નારે બાવા, આ થોડુંજ લઉંછ જો.

બાવાજી—જો, હું, બેજ આંગલ લેજે.

નસલુ—હા બેજ આંગલ બાવા, એક છાંટો વધારે નહીં લઉં.

બાવાજી—ના ના તારો ભરોસો નહીં. ચાલ દેખાડ ગલાસ જોઊં, કેટલું લીધુંછ તે.

નસલુ—લ્યો, જુઓ બાવાજી, આ રહ્યું ગલાસ, ને આ બે આંગલ.



એમ બોલતાં બોલતાં નસલુએ બબાનો પોણો ગલાસ ભરેલો એક હાથે ધરયો અને બીજા હાથે વચેના બે

આંગલાં વાળીને બાજુના બે આંગળાં પોહોળાં કરીને ગ્લાસ પર મુકી બાવાને મેજર દેખાડયો.

---

## નીકળ, અડપલાં જીવ, નીકળ.

### કચ્છના એક ગામમાં એ વાર્તા ખરી બનેલી છે.

દેવચંદ ડરપોકની ધણીઆણી કેસર કલાંટ બહુ પઢકણી હતી, જેથી મીસ્ટર અને મીસીસ વચ્ચે બનતું ન હતું. રોજ જેવો દેવચંદ ઘેરમાં આવે કે કજીઓ લાગેલોજ છે. વાતવાતમાં કેસર કલાંટ બૂમબરાડા મારે, રડે, પીટે અને છેવટે રસો બાંધી ફાંસી ખાઇ, આપઘાત કરવા માંડે. ભોળો બીચારો દેવચંદ! એ ડરપોકતો તેથી ધ્રુજે, થરથરે ને લાચાર થાય. અંતે કાલાવાલા કરી હાથે પગે પડીને તેને સમજાવે. આ ભારી દુઃખ તેણે પોતાના એક ચતુરદાસ નામના મીત્રને જણાવ્યું અને શું કરવું તેની સલાહ માંગી. ચતુરદાસે સલાહ આપી કે હવે રાતના જ્યારે તે કજીઓ કરવા માંડે કે તારે પણ બ્હીવું નહીં અને તાણી તાણીને સખત બોલ બોલવા અને જ્યારે રસો બાંધીને ફાંસો ખાવા જાય કે તારે ગુપચુપ ઘરમાંથી બાહાર નીકળી આવવું. તે વખતે હું તને ત્યાં બહાર મળીશ, પછી જેમ તને હું સલાહ આપું તેમ કરજે.

સાંજના દેવચંદ જ્યારે ઘેરે ગયો અને કેસરકલાંટે બૂમબરાડા ચાલુ કીધા, ત્યારે તે પણ તાણીતાણીને સખત

બોલવા લાગ્યો. એમ કરતાં વાત રસાપર આવી અને કેસરે તો રડતાં પીટતાં "સખર મુઆ, તુ મારા જીવનો ગ્રાહક થયોછ ની? આ હમણા હું મારો જીવ કહાડી આપુંછ" એમ કહેતાં કહેતાં અંતે રસો બાંધીને ફાંસો ખાવા લાગી. બીચારા દેવચંદના હોશ ઉડી ગયા. રખેને હું રંડાઇ પડું એવી ફીકરથી તે ધ્રુજતા ધ્રુજતા પગે ઘરની બહાર આવ્યો કે દરવાજા પાસે તેને ચતુરદાસ મળ્યો, જેણે કહ્યુંકે "ફીકર ના કરતો, એ મરવાની નથી, હું ક્યારનો હ્યાંથી જોતો ઉભોછું" ચતુરદાસે બાજુની બારીમાંથી જોયું તો કેસરે ગલામાં ફાંસો નાખેલો છે ખરૂ. તે રસો હાથમાં પકડી ઢોંગ કરી લટકેલી છે અને બૂમબુરાણ મારતી બોલેછે કે "નીકળ, અડપલા જીવ, નીકળ, દુશ્મન નીકળ" આ સાંભળીને તેવુંજ ચાળાથી ચતુરદાસે ઉત્તર વાળ્યો "બાઇ જરા હાથ મુકી દેઓતો હમણા એ અડપલો જીવ નીકળી જશે" આ સાંભલીને જટ કેસરે પોતાના ગલામાંથી ફાંસો કહાડી નાખ્યો અને છલાંગ મારી નીચે ઉતરી પડી. ને બહાર ધસી આવતાં બોલી "મુઆ તારૂં, સત્યાનાશ જાય તારૂં, તેંજ મારા વરને આજે બગાડયોછે, મુઆ તેંજ મારૂં ખરાબ કીધુંછે, નહીંતો હું કેવા કાલાવાલા કરાવતી હતી? તેંજ મારો ઢોંગ ઉઘાડો પાડી દીધો, મુઆ તારૂં નખ્ખોદ જાય તારૂં. હવે મારો ધણી હાથ તે કેમ આવશે?"

---

## યે કુછ ધક્કા હુએ. ?

એક ઠેકાણે લગનના માંડવામાં રાત્રે બેઠક હતી. નરેહવાર રોશની, ગાસલાઈટ વીગેરે ભપકો બહુ હતો અને નાચ રંગ પણ ચાલી રહ્યો હતો. મ્હોટા મ્હોટા માનબર પરોણાઓ બેંડના માન સાથે નાચની મીજલસમાં આવી બેસતા હતા અને કેટલાક વીદાય થતા હતા. રસ્તાપર રાહદારીઓની પણ મોટી ઠઠ ધામધૂમ જોતી ઊભી હતી. તેમાં એક મીઆં ધક્કેખાં પણ ઊભો હતો અને તે માંડવામાં ઘુસી જવાની વેતરણમાં હતો. તેણે બાજુમાં ઊભેલા વેણીદાસને કહ્યું "અબે બનીએ ચલને, આપુન ઘુસ જાએંગે, ઔર મજા મારકે આએંગે." વેણીદાસે કહ્યું "ના બા ના હમે તો નહીં આંએગે, વખતપર ધક્કે લગે તો હમકુ ખરાબ લગે, મીઆં સાબ તુમ ભલે જાઓ."

"બસ ડર ગયા કે ? નહીં તો નહીં, મેં તો ચલા"

એમ કહીને ધક્કેખાંતો માંડવામાં ઘુસી ગયા, અને એક નાદર બેઠકપર બીરાજ્યા. સાહેબને હજી બેઠે તો પાંચેક મીનીટ થઈ નહી, એટલામાં તેનાપર કોઈની નજર પડી કે તેણે તેને હડધૂત કરતો ધક્કા મારીને બહાર કહાડી મેલ્યો. આ જોઇને વેણીદાસે કહ્યું કે.—

"ક્યું મીઆંજી ? ધક્કે ખાકે આયેની ?"

"ક્યા ? ઇસકુ ધક્કા કહેતા હુએ ? અરે મએંને એસે ઐસે ધક્કે ખાયા હું કે બોલનેકી બાત નહી. લે ! યે કુછ ધક્કા હુએ ?" મીઆંએ મૂછ મરોડતાં કહ્યું.

---

## જંગી શીકારી.

મીઆં છાંટુખાં પોતાની બડાઇના ગપ્પા છાંટવામાં એકકા હતા. એક દહાડે પાસેના ગામડામાં પોતાના સસરાને ઘરે તેનું જવું થયું. સાસુ કૂવે પાણી ભરવા ગઇ હતી. જેથી દરવાજા પાસે ફડેલા ઢોલીયાપર છાંટુખાં બેઠા. એવામાં ત્યાંથી એક ઉંદર નીકળ્યો, જેને છાંટુખાંએ દોડા દોડ કરીને લાકડીએ કરી મારી નાખ્યો અને તે મુએલા ઉંદરને આસમાસ દરવાજાની પાસે રાખીને મૂછ મરોડતો બેઠા. થોડીવારમાં એની સાસુ, માથે પાણીનું બેડલું લઇ, આવી લાગી અને આ તમાશો જોઇને બામુખા મ્હોટેથી પુછવા લાગી "યે કેસર સીંહ કીસને મારા?" છાંટુખાંની બહાદુરી કારગત તો લાગી. તે ખુશી થયો અને ઉભો થઇ મૂછ મરડીને બોલ્યો "મારાતો અલ્લાહ ઔર અલ્લાહકે રસૂલને, પર જસતો તેરે જમાઇકુ મીલા" સાસુએ ઓવારણા લીધા.

---

## ઉખ્યાણું.

એક પાંત્રીસ વર્ષની સ્ત્રી અને એક વીસ વર્ષનો માણસ પોતપોતામાં વાતચીત કરતા ઉભા હતા. કોઇએ તેઓને પુછયું "તમો એક બીજાના શું સગા થાઓ" તે સ્ત્રીએ જવાબ આપ્યો કે "મારો સસરો અને એનો સસરો બેહુ બાપ દીકરા થાય,"

---

# બુ—બોં—બીં.



ડાકટર "ઇઝનોટ" કરકસરીયો હતો પણ સ્વભાવે ઘણો હસમૂખો હતો. એક દહાડે તેને જુનો બંગલો ખાલી કરી નવે બંગલે રહેવા જવું હતું. તેને ખાત્રી હતી કે સર સામાનના હેલબાડા માંથી બટલર જરૂર કાંઇને કાંઇ ચાંસ મારસે. એટલા માટે હમણા તેણે ખુશ મીઝાજમાં પોતાનું નવું રમૂજી પ્રિસક્રિપશન અજમાવવા માંડયો. "વેલ ફરાનસિસ, સામાન ઊઠાનેકુ કીતના ગાડી મગટા ?"

"ગાડી ? બીસ ગાડી મંગટા સાબ"

"નહીં, નહીં, ઇતના ગાડી કાયેકુ મંગટા ? સામાન બોત નહીં."

"સાબ, બોત હુએ."

"કયા બોત હુએ ?"

"સાબ કુરસી હુએ-બુરસી હુએ, કોંચ હુએ-બોંચ હુએ, ટેબલ હુએ-બેબલ હુએ, લાંપુ-બાંપ એસા કુછ બોત, બોત હુએ."

"નહીં, ઇતના સબ સામાન નહીં મંગટા, બસ આધા સામાન ઉઠાઓ ઔર આધા છોડધો, સમજા? પીછે દસ ગાડી બસ હુએ."

"છોડ ધેના? કયા છોડ ધેના સાબ?"

"અછા-અછા હમ, બોલતાં હુએ. દેખો કુરસી ઉઠાઓ-બુરસી છોડદો, કોંચ ઉઠાઓ-બોંચ છોડધો, ટેબલ ઉઠાઓ-બેબલ છોડધો. ઐસા બુ-બોં-બીં-બેં બેં બેં સબ્અબ છોડધો. પીછે બસ, દસ ગાડી બસ હુએ. માલુમ?"

---

## ચોખ્ખું નામું.

### ખરી બનેલી હકીકત પરથી.

કોરજી કડવાએ પોતાના ભાઇ સવજીને કછથી બોલાવી મુંબઇમાં ખડકપર ચણાકુરમરાની દુકાન માંડી આપી. કોરજી માલ લાવી આપે અને સવલો વેચે. પણ સવજી ભોળો હતો જેથી કોરજીએ ભલામણ કીધી કે કોઇ સારો માણસ હોય તો ઉધાર આપવું, પણ હસ્તે, વાર બરોબર લખવા ભુલવું નહીં. દુકાનતો ચાલી, વકરો પણ ઠીક થવા લાગ્યો, તોપણ પાંચ છ મહીના વીત્યા કે નાણાની તાણ પડી.

કોરજી કહે—"સવલા એતે કેમ?"

"ઉગરાણીમાંજ અટકેલું તો!" સવલાએ ખુલાસો કીધો "જેને ઉધાર આપેલું તેતો પાછો દેખાયછ કયાં?"

"લાવને ચોપડો" કોરજીએ તપાસ કરવા માંગી "કોણ કોણ છે તે તો જોઉ"

સવલાએ 'ઉગરાણી બુક પાસે મુકી ને કોરજી તપાસવા બેઠો અને નીચે પ્રમાણે લખેલું જોયું!

૧ાા કારતક શુદ ૫ ને હસ્તે વાર ભરેસપત—કાલી ઇજાર વાળી બાઈ, લઇ ગઇ સાબુણ કપડવંજી મણ ાા તેનો રૂ ૧ાા

૧ માગસર વીદ ૨ ને હસ્તે વાર છનછર—પીળી પછેડી વાળી બાઈ, લઈ ગઇ આરીઠા ફરો ા તેનો રૂ ૧

૧ માગસર વીદ ૭ ને હસ્તે વાર ભોમ—વાંકો વળીને ચાલેછ તે બુઢો, લઇ ગયો પવાં જીણી ભાતના રૂ ૧ના

---

## હું ભુલી ગયો નથી.

શીક્ષક—અરે બેવકુફ તું ગધેડો હતો ગધેડો! મેં માથું કુટી કુટીને તને આ માણસ કીધો છે.

છોકરો—ખરૂં છે સાહેબ, તમારો ઉપકાર હું ભુલીશ નહીં.

બીજે દહાડે દસ વાગે તે શીક્ષક જેવો નીશાળમાં આવેછ ને જોયછ તો બરોબર નીશાળની વચ્ચે એક ખરેખરો ગધેડો ઉભો કીધેલો છે અને એક ધોબી તેની પાસે ઉભો છે. આજુબાજુ છોકરાઓ ખડખડ

હસ્તા મોહોડે હાથ આપી ઉભા છે. શીક્ષક અજાયબીથી પુછવા લાગ્યો. " કેમ ધોબી આ વળી શું ? "

" સાહેબ તમો ગધડામાંથી માણુસ કરી જાણોછો. મારી પાસે આ ગધેડોછે તે લાવ્યો છું કે તેનું તમો માણુસ કરી આપો તો વળી મારો જમણો હાથ થાય. "

" અરરરર—થંલ ચલં—બાહાર. કહાડ,—કહાડ બાહાર બેવકુફ એમ કંઈ થયું છે."

" નહીં કેમ, સાહેબ ? પં—લો ઊભેલો છોકરો ગધેડો હતો તેને માણુસ તો તમોએજ કીધોછે. હજી કાલનુંજ તમારૂં બોલવું હું ભુલી ગયો નથી.

---

## સેઠ પં—હા.

### ખરો બનેલો બનાવ.

સેઠ વલીભાઇનો માણુસ કાનજી કારભારી, સેઠને બંગલે જવા એક બેગારીને સાથે લઇને ઘેરથી ઉતરયો. પણ ચટાઇનો ભારો જે બંગલે લઈ જવાનું હતું, તે સાથે લેતાં ભુલી ગયો, જેથી એસુ બેગારીને કહ્યું.—

" એસુ વર જા વર. તો માંધર ગેઊન યે "

" હોય હોય, અથાં યેતો "

એસુ લાગલો ઉપર દોડી ગયો અને કાનજીભાઇ વાટ જોતા ઉભા. પાંચ મિનીટ થઈ, દસ થઇ, પંદર થઈ, પણ હજી એસુ પાછો આવ્યો નહીં. શું, થયું શું ? કાનજીભાઈના

પગે તો પાણી આવ્યા. અંતે એસુ આવ્યો, ખરો. ધોંગડીમાં કાંઈ વીટાડેલું તેની બગલમાં હતું અને તે હાથ સેકતો સેકતો આવ્યો. કારભારીએ જરા કરડાઇથી પુછ્યું:—

"એસુ અવડા વખત ?"

"સેઠ, હાંથાંત ઇસ્મેલ તુજાંની, દોડુંન દોડુંન તેર ધમલો".

"પન અથાં હાનલી કે નહીં ? કુઠે, હુએ કુઠે ?"

"હોય હોય, હાનલી. સેઠ પ–હા."



એમ પ–હા બોલતાં બોલતાં એસુએ ધોંગડીનો એક છેડો આસતેથી ઉંચો કીધો કે માંહેથી બીલાડીએ મીઆંઉ—મીઆંઉ કરતી દર્શન દીધા. આ રકાસથી સહુને હસતાં હસતાં પેટ દુખવા આવ્યું. બીચારો એસુ ત્રણ ત્રણ મજલાપર બીલાડી પાછળ દોડીદોડીને મુઓ, હાથે પ-

ડેલા નખોડીયાં હજી તો બળતાજ હતાં. હવે બીચારો મરે, શું કરે ? કામ કરે તોય જોડાં ને ન કરે તોય જોડા.

"ભલા માનસ, તુને યે કાય, હાનલા કાય ?"
"કાં સેઠ, તુમી માંજર બોલલે ના ? હી માંજર"
કમબખ્ત એસુ માંમ્રરને બદલે માંજર લાવી મુઓ.

---

## નોકરીના ફતેહમંદ ઉમેદવારો.

### બાલાં કાશિમની તપાસ.

સવાલ—તેરા નામ કયા ? જવાબ—તાલમતોલા.
,, ખાતા કયા ? ,, ઘીકા ગોલા.
,, પીતા કયા ? ,, થંડા પાની.
,, કરેંગા કયા ?. ,, કયા કરૂં ? ગરીઇઇબ બીઇઇચારા !

### લાલજી ભટની તપાસ.

સવાલ—છોકરારે જવાબ—હો રે.
,, તારૂં નામ શું ? ,, ખાતો પીતો.
,, રોટલી કેટલી ? ,, સાળા સોલ.
,, પાણી કેટલું ? ,, બે પખાલ.
,, કામ કર ,, ન્હાનો છું.
,, જમવા આવ ,, તૈયાર છું.

---

## હું ગગો કયાં બોલુછું ?

ન્હાનો ચીકુસ, હાંફતો હાંફતો દોડી આવ્યો ને મુલાં સાહેબને કહેવા લાગ્યો.

"મુલાંસાબ મુલાંસાબ–ગાજીખાંકે–ગુંબજ ઉપર–ગઉવા બેઠા–ગોલી મારી–ગીર–ગયા–ગુરર કીયા–ગાં કીયા–મર ગયા.

---

"પપા પપા, પરણવું તે શું ?"

"ઉંઘ વેંચી ઉજાગરો લેવો તે, બેટા."

---

## છેલ્લી શોધ.

એક વોરાએ લીલાંઉમાંથી જમીજ઼ પેનસીલનો એક લાટ લીધો. પેનસીલના છેડા પાણી ખાઈ સડી ગયલા હતા તેથી તેને એક એક ઇંચિ કપાવી ટૂંકી બનાવીને પોતાની દુકાનપર વેચવા રાખી, અને ગ્રાહકને માથે મારવા નીચે પ્રમાણે સમજાવવા લાગ્યો.

ગ્રાહક—એક સોજ્જી પેનસીલ આપોની.

વોરાજી—સેઠ નવા સુઢારાની આપું કે?

ગ્રાહક—નવો સુધારો તે કેવો? લાવ જોઉં

વોરાજી—આ લ્યો સેઠ, આ નવા સુઢારાની

ગ્રાહક—આતો હમેશ કરતાં ટુંકી લાગે છે,

વોરાજી— મારા સાબ, એજ સુઢારો છે તો. ટારે તમે જોયું શું? પેનસીલ વાપરતાં છેલ્લે રહી જતો ન્હાનો ટુકરો સહુ નાખી દે છે અને તે નકાસુ જાય છે, તે માટે

હુંએ ડુરઅંડેશી વાપરીને પ્રઠમઠીજ એક ઇંચ ઠુંકી બનાવીને સુઢારો કીઢા છે.

---

## અમીરસં.

એક બ્રાહ્મણ રોજ રાતના રસ્તામાં બેઠક કરી કથા વાંચતો હતો. વાંચવું તેનું ઢબંછંબનું હતું તે થી તે. સહુને પ્યારૂ લાગતું હતું. ઠેકાણે ઠેકાણે એનીજ વખાણ થતી. તેમાં એક ફળીયાની સ્ત્રીઓ જ્યારે કથા સાંભળી પાછી ઘરે આવતી હતી, ત્યારે એક ડોસી પાસે વખાણ કરતી કે "ડોસીમાં સુ કથા થાય છે અને એવોતો અમીરસ છુટે છે કે ઊઠવાનું મનજ થાય કેમ! તમે કોઈ વખત ચાલો, જુઓ તો ખરા કે શું મજા પડે છ!" આથી ડોસીને મોહોડે પાણી છુટયું અને એક રાંત્રે તેઓની સાથે કથા સાંભળવા ગઇ, અને ત્યાં એક બાજુએ થઇ સાંભળવા બેઠી. એક તો ડોસી અપ્રીણી, વળી સમજવાનું કાતરયું ગેપ, જેથી ઝુકતાં ઝુપતાં થોડી વારમાં તો દસ ઇંચ ડાચું વકાશીને સુતી અને ખુબ ઘોગારા મારીમારીને ઊંઘ કહાડવા લાગી. જ્યારે મધરાતનો વખત થયો ત્યારે ડોસી એકાએક ઓકારા કરતી ઉલટી કરવા લાગી. આ જોઈ આજુબાજુની સ્ત્રીઓ ગભરાટમાં પડી કે ડોસીને મુરછી થઈ કે શું! તેઓ પુછવા લાગી "શું, થયું શું! ડોસી કેમ, શું છે?"

ડોસી ઓકારા કરતી છાણ જેવું મોં કરી બોલી "બલ્યું તમારૂ અમીરસ. અમીરસ અમીરસ કરીને વખાણ કરી મુઇ હતી. ને કોગળું ગળીયું તો આ ઓકારી છુટેછ!! આખઃ થુ—થુ—થુ—થુઃ"

તપાસ કરતાં માલમ પડ્યું કે ત્યાં આવેલા એક ઝાડ-પરથી એક વાંદરે પીશાબ કીધી હતી, જે ભોગ જોગે ડોસીના મોહોડામાં પડવાથી ડોસી અમીરસ સમજી ગળી ગઈ હતી.

---

## કેવી મજા !

જગલો લોઠો મુંબઈના ઘંણાં ઘણાં વખાણ સાંભળીને ગામડેથી દીવાળીના ટાંકણે મુંબઈમાં મોજ મારવા ઉતરી પડયો. બે ચાર દહાડા ફરી હરી, મુંબઈનો ભપકો સપકો જોઈ છક તો થયો. ઘણુએ લેવા કરવાનું મન થયું, ખાવા પીવા મોહોડે પાણી છુટયું પણ કુલુસ માફીસ. મજામાંતો સુકે સુકો રખડી, રજડી દીવાળીના ધકાધુકી ખાઈને ધરાઈ ગયો. ચોથે દહાડે જ્યારે પોતાને ગાંમ આવી પહોંચ્યો ત્યારે એના દોસ્તો મળવા આવ્યા અને પુછવા લાગ્યા—

"કેમ જગલા મુંભાઇ ફરી આવેલો ?"

"હો-વે, ફરી આવેલો."

"મજા તો બઉ મારેલી ઓહે."

"હો—વે, બઉ મજા બઉ, ખાધું, પીધું, ઉડાવ્યું, બઉ—બઉ."

"કેહતો ખરો, ખાધું હું ?"

"ખાધા ધક્કા—"

"પીધું હું ?"

"નલનું પાણી—"

"ઉડાવ્યું હું—ઉં—ઊં ?"

"રહતાની ધુળઊડ. ! !"

# સ્વામીની સેવા.

ધાલોભાઇ ધકાધુકી ધારાવાડીમાં આમડાની ગાડીઓ ભરી ભરીને થાકયો ચુકયો રાત્રે ઘેરે આવી, પોતાની ધણી આણીને કહ્યું—

" આજે હું ઘણો થાકયો ચુકયો છું, જો પાણી ગરમ ગરમ કરી આપેની તો અંગે નાખું, તો વળી થાક ઉતરે."

" કોણ નભઇ ના કહેછે ? લ્યો પેલો હાંડો ઉંચકો જોઇએ. "

ધાલાભાઇએ હાંડો ઉંચકયો ને કહે–હવે ?

" હવે બાજુના કૂવામાંથી પાણી ભરી લાવો. "

ધાલોભાઈ પાણી ભરી લાવ્યો ને કહે–હવે ?

" હવે આ ચૂલે ચડાવો. "

ધાલાભાઇએ હાંડો ચૂલાપર ચડાવ્યો ને કહે–હવે ?

" હવે લાકડા સળગાવો, વળી શું ? "

ધાલાભાઇએ લાકડા સળગાવ્યા ને કહે–હવે ?

" બસ હવે ફુંકયા કરો. "

ધાલાભાઇએ ચૂલો ફુંકી ફુંકીને વળી કહે–હવે ?

" હવે હાંડો ઉચકીને મોરીએ મુકો. "

ધાલાભાઇએ તેમ પણ કીધું ને કહે–હવે ?

" હવે જાઓ નાહી લ્યો. "

ધાલોભાઇ નાહ્યો ને પછી કહે–હવે ?

" હવે સહુ જ્યાંનું ત્યાં ગોઠવી નાખો. "

ધાલાએ સંહુ જ્યાંનું ત્યાં ગોઠવ્યું ને ફારેગ થઈ કહેવા લાગ્યો.—જો કેવો શરીર હલકો થઈ ગયો ? રોજ પાણી કરી આપે તો કેવું સારૂં"?

"હુંતો તૈયાર છું, પણ આળસ કોનું ?"

---

## ચણા કે દાલ ?

કચ્છમાં મકોમીઆણ. ચોરી કરવાનો ધંધો કરતો હતો. તે એવોતો ચબરાક હતો કે આજ સુધીમાં કોઇ વખતબી તે પકડાયો ન હતો. ગામથી એક ગાઊ છેટે તેની જુપડી હતી. ત્યાં અઠવાડીઆમાં બે ત્રણવાર આજુબાજુનાં ગામમાંથી જે હાથ આવે તે તફડાવી લાવે અને તેપર તે તથા તેની વહાલી બાનુ એમણા બેહુ ગુજરાન કરતા હતા.

એક વરશે તે તરફ ચણાનો પાક મ્હોટો થયો, જેથી લોકોના ઘરમાં ચણાના કોઠારના કોઠાર ભરેલા રહેતા હતા. તેથી જ્યાંત્યાંથી મકાને ચણાજ હાથ આવવા લાગ્યા. પણ એમણાબાનુને રોજ ચણાને સાફસુફ કરી, તેની દાલ બનાવવાની કડાકુટ ગમી નહી, તેથી મકાને દમ ભરાવીને ભલામણ કીધી "આ તો તમે હરવખત ચણા ને ચણાજ લાવોછો જે ભરડી ભરડીને મારાતો હાથ રહી ગયાછે, માટે આજે તો બીજું કઇ ન મળેતો આઇતી કીધેલી દાલ તો લાવજો. ચણા લાવશો તો હું રીશાઈ પડીશ ને પછી તમને ઓશીયાળા થઇને સમજાવવું પડશે"

મકો કહે "વારૂં, તું દાલ કહે છે તો દાલ લાવીશ, પણ તું રીશાઈ બેસે તે કેમ પાલવે ?"

હવે ચણા લાવવા નહીં, એ બાબત ધ્યાનમાં રાખીને રાતના મકો ચોરી કરવા નીકળ્યો. ગામમાં જઈ એક સારા ઘેરમાં ખાતર પાડયું. પણ જોયછ તો, ચણા શીવાય બીજું કાંઈ મળે નહી. હવે ? હવે જે મળ્યું તે ખરૂં. એટલે તેણે ચણા ઉપાડયા ને બહારં આવવા લાગ્યો તો વળી તેને એક ઓઢણી પણ મળી આવી. તે પણ તેણે તફડાવી લીધી અને તે ઘરમાંથી બાહાર નીકળી આવ્યો. જોયછ તો પાછલી રાત, આસરે ચાર વાગ્યાનો સુમાર છે. હવે તેને એક નવી તાલ સૂઝી આવી. મકાએ તે ઓઢણી ઓડીને જટ બૈરીનો વેશ લીધો અને થોડેક છેટેના ઘરમાં આ વખતે બૈરાંઓ દલણું દલતાં હતાં. ત્યાં જઈ મકાએ કહ્યું—બાઈ મને જરા ચણા દલવા દેશોકે ? એ રીતે રજા લઈ મકો તે ઘરમાં પેઠો અને ઘંટી લઈ દલવા બેઠો. થોડીવાર થઈ એવામાં, તે ઘરધણી જાગી ઉઠયો ને તે ઓરડામાં આવી લાગ્યો. મકો તો નીચું ડાકું કરી ઘંટી ચલાવતોજ હતો, તોપણ તે ઘરધણી તેને ઓળખી ગયો. એટલે તેને પકડી બોલ્યો "રાંડ, બોલ, તું કોણ દાકણ છે ? તું મારો ઘર બગાડવા આવી છે ? રાંડ ખોખડી, રાંડ દાકણ." એમ તાલમેલ કરતાં તેણે મકાના નાકનું ટોચકું કાપી કહાડયું અને તેને નાગો કરીને કહાડી મેલ્યો. મકો તો નકટો થઈ, નાગેનાગો પોતાના

ઘર પાસે આવી લાગ્યો. એવામાં રાત કેટલી ચડીછે તે જોવા એમણાએ ઘરનું બારણું ઉઘાડયું. મકો શરમનો મારયો, નકટા નાકે બારણાં પાછળ છુપાઈ ગયો.

એમણા—અરે આ કોણ લકો?
મકો—આ, હું છું, તારો મકો.
એમણા—મકા, ચણા કે દાલ?
મકો—અરે શું? તારૂં કપાળ?
એમણા—અરે શું રે, થયું શું?
મકો—આ, નકટો થયો હું.
એમણા—અરે કેમરે પીટયા, કેમ?
મકો—આ નાગો થયો તેમ.
એમણા—મર મર, મુવા નાગા.
મકો—તું ચણાની દાલતો બા.

---

## ફાસ્ટ ટ્રેન.

પરણ્યા પછી ચોથેજ મહીને ઇસ્માલજીને ઘેરે છોકરાનો જનમ થયો. તેનુ નામ ઇસ્માલજીએ "ઇનજીન-બાઈ" રાખ્યું. લોક કહે—એ કેવું નામ?

ઇસમાલજી સમજાવે કે "નવમાસની લાંબી મુંસાફરી, માત્ર ચાર માસમાં કરી આવ્યોછ તેથી."

---

## નરદમ રૂપીઆ.

" અરે છી : છી : બુચા, છટ છટ, ઊં : છીમાં શું જોયછ ?

" બાવાજી રૂપીઆ જોઊં છું "

" અરરર છટ છટ, એ છી છે, છી છે, એમાં રૂપીઆ કયાંથી ? ખસ ખસ, બાજુ થા."

" બાવાજી, તમો કૈતા ઊતાની કે હમારો બુચો રૂપીઆ અગેછ તે ?

---

## સંતોષી તે સુખી.

એક ફીલસુફનો એવો મત છે કે—ખરૂં સુખ સાત છોકરીના બાપને છે. કારણ કે જ્યારે સાત લાખ રૂપીઆનો ધણી એથી વધૂ ને વધૂ દોલત મેળવવાની આતુરતાથી સંતોષ મેળવતો નથી, ત્યારે સાત છોકરીનો બાપ વધારે છોકરી મેળવવાનો બીલકુલ લોભ કરતો નથી.

---

## મુફતનો મલીદો.

### ખરો બનાવ.

કટકમાં મહુમદઅલી મીઠાઇવાળો રોજ સવારના જ્યારે દુકાન ઊઘાડે કે એક ખુમચાની મીઠાઇ ગેપ થયલી જોય. એથી બીચારાને ઘણું ખમવું પડતું. એ

માટે નાકાપરના સીપાઇ ડપ્પેખાં પાસે ઘણીવાર ફરીયાદ કીધી, પણ કશો ચોર તો મળ્યો નહી. એક રાત્રે, દુકાનના બારણામાં ઊંદર જાય એવું બાંકુ હતું, ત્યાં મહમદઅલીએ લોઢાનું મ્હોટું છટકું ગોઠવ્યું ને દુકાન બંધ કરી ઘેરે ગયો. સવારના આવી જોયછતો ઊંદર મામાને બદલે પીળી પાગડીવાળો ડપ્પેખાં છંટકામાં સંપડાયલો, વાંકો વળી દુકાન પાસે હાથ બાંકામાં નાંખી ઉભો છે, અને રસ્તાના છોકરાઓ તેને ખીજવતા તાલીઓ પાડેછે. બાપડાએ મધ્ય રાત્રે



મીઠાઇની લાલચે હાથ નાખ્યો હતો. આખી રાત ફીકરમાં ને ફીકરમાં વાંકો રહેલો ભુખ્યો ઠોકાયો અને હમણા મહમદઅલીએ ખાસડે ખાસડે તેની પીઠ હલકી કીધી.

## દરીયો ખારો શાથી થયો ?

બે ખારવાઓ પોતપોતાની સફરમાં બનેલી અચરતી વીશે ઉકમાઈ કરતા હતા. એક કહે—યે ભાય, હું મોરીહથી વાંણમાં ખાંડ ભરી કલકતે જવા હંકારેલો, તી જારે ગંગામાં પોંચો કે તોફાન થએલું, ને વાણ બોઇડું, તો બંદરનું પાણી હંધું ખાંડથી મીઠું મીઠું થઇ ગએલું, તે હજી પણ મીઠુંને મીઠું રહી ગએલું જો.

આ સાંભળીને બીજો ફાટયો—અંઃહંઃ ખાંડનું વાણ બોઇડું, તીમાં એક કલકતાનુ બારૂં મીઠું થએલું, તીમાં હું ? પણ હું ઉરનથી વાણમાં નીમક ભરી નીહરેલો, માદરીએ આવી લાગ્યો તીહારે તોફાન થએલું ને વાણ બોઇડું, તેથી હંધા હમૂદરનું પાણી ખારૂં ખારૂં થઈ ગીએલું. હુવે જ્યાં, જોય તીહાં હમૂદરનું હંધુ પાણી ખારૂં ને ખારૂં.

---

## એક વાત છે રે !

ચાકર—અરે શેઠ મુજ ગરીબપર તમારી મેહેરબાની જોઇએ.

શેઠ—ખુદાની મેહેરબાની જોઇએ ભાઇ, હમારી મેરબાની શા ખપની ?

ચાકર—તે તો હું જાણું છ રે, કે તમને ઘસી ગુમડાં પર લગાડયા હોય તો તેથી કંઈ રૂજ આવે ? તોપણ એક વાત છે રે.

---

## એક જીવ ને બીજો જીવ.

વીકાજી—કેમ પદમજી, તમે ત્યાં ગયા હતા કે ?

પદમજી—નહીં રે સાહેબ, એક જીવ કહે જા, ને એક જીવ કહે ના જા.

વીકાજી—ત્યારે તમે બે જીવસે છો ?

---

જમસુ—કેમ મંચી, બૈરી પરણ્યો ?

મંચી—ના રે બા, બૈરી નથી પરણ્યો

જમસુ—અરે, મેં સાંભળ્યું કે તું બૈરી પરણ્યો તે ?

મંચી—તો કેહની, હું કોની બૈરી પરણી લાવ્યો.

---

## શેઠના સાડાબાર ને ત્રણું મિનીટ.

શેઠ—(ચાકરને) અરે તું કેવો માણુસ છે ? કોઇ કામે સુધારતોજ નથી. ખરેખર, તું તો ગધેડાનો સરદાર છે.

ચાકર—નહીં શેઠ તમો ભૂલ્યા, હું સરદાર નહીં સાહેબ, પણ સેવક છું.

---

## તરેહ તરેહની આદત.

અરે યાર મને એક આદત બહુ નઠારી પડી ગઇ છે "જો ઘેરમાં ગાંઠનું ખાઉંછતો કંઇ ભાવતું નથી ને જો કોઇના ઘેરે મફત દબાવાનું મળેછ તો ખાંતાં ખાંતાં ધરાતો નથી."

---

# મેં મેરી ફોડતા હું.

મિસ્ટર—(જમતાં જમતાં ચીરડાઇને) હવે ખાઊં શું? તોબાહ! તોબાહ! મારો શરીર વાયડું ખોરાક બિલકુલ સોસી શકતો નથી, ને મારેથી આએ ખાણું તે કેમ ખવાય?

મિસીસ—(ઠાંવકેપણે હસીને) જોવનીજી, એમ તે કે ની, તે જીભરૂંને બધું બોલતાંજ આવડેછ, પણ એક પાવલીનો ખરચ થતો નથી. હું તો કેદારની કેતી આઊંચ કે "ચુનાની ટેબલ-હકીમુ" લેતા આવજો. તેમાં સરદ શું, ગરમ શું, ને બાદી શું અને તેનું ઓતાર શું કરવું? એવું બધું લખેલું જે પણ તમે દાદ લેતા નથી ત્યારે હું હકીમ થાઊં કે ડાકતર બનું? આજે જીભરૂં જરા પેટમાં દુખશે કે ની, તો વળી તે લઇ આવવાની જરૂર યાદ પડશે. ચાલો, આજે વેહેલા વેહેલા જરૂર લેતા આવજો, સમજ્યા કે?

---

## ચુનાની ટેબલ—હકીમુ.



તનદુરસ્તી સાચવવાને શરીરમાં સરદી ગરમી એકસરખી રાખવા માટેનો એ પુસ્તક એક કાંટો છે, અને અમૂક શખ્સે પોતાની તબીયત પર શું પહરેજી કરવી જોયે, તે એ પુસ્તકથી જાણી શકાય છે.

---

## મુવા નહીં ને પાછા થયા.

"જો ખુસરૂ, હવે નહી બનશે હો !"
"પણ જો શાપુર, હવે બની પડશે હો !"
"ના ના, જો, નહીં બનશે હો !"
"હા હા, જો, બની પડશે હો !"
એક કહે નહીં બનશે.ને બીજો કહે બની પડશે. એનો અર્થ?

---

રસ્તે જતાં શીરીન અને દીની બેહુ એક બીજાને સાંબે મળ્યાં. શીરીન કહે—દીની ચોથે દહાડે હું તુને મળવા આવી ઊતી, પણ તારો દીનશાજી ઘેરમાં ઊતા, તેથી હું પાછી વળી ગઈ.

દીની કહે—તું ખોટું બોલેછ, કારણ કે ચોથે દહાડે દીનશાજી ઊતાજ નહીં ને હું ઘેરમાં એકલીજ ઊતી.

એમ પોતાના મનસે બેહુ સાચી હોવાથી, વાત જરા રસપર આવી. દીનીએ પુરાવો માંગયો "શીરીન તુ સાચી હોય તો કેહેની, કોણ કહે છે કે દીનશા ઘેરમાં ઊતા?"

"તમારા ઇરૂનને પુછો, ઇરૂનને." શીરીને નીશાની આપી "વળી તે વખતે દીનશાજી તને ખાસરાં મારતા ઊતા. એ નીશાની, સમજ્યા ?"

"ખાસરાં ! મને ખાસરાં મારતા ઊતા !!" દીનીને ચટકો લાગ્યો અને તેણીએ બળાપો કીધો "એ નખ્ખોદ ગીઓ ઇરૂન, એટલું તે શું લગાડી મુઓ. શીરીન ચાલ,

અતર ને અતર ચાલ મારે ઘેર. તારે મોને મોન પુછીને એની ખાત્રી કરૂં છ. મુવો ભસ્તે ગીઓ મુવો, એમ તે શું! ”

દીની શીરીનને લઈ પોતાને ઘેર આવી અને ઈરૂનને બોલાવી જાટકવા લાગી.

“સાચું બોલ નખ્ખોદ ગીઆ. ચોથે દહાડે શીરીન મુને મળવા આવતી ઊતી, તારે તેં શું કહ્યું ? ”

“ બાઇ હું સાચ્ચું બૉલેચ, ” ઇરૂને નિરદોષ પણે બચાવ કીધો “ શીરીન પુછે—બાઇ શું કરેચ ? હું બૉલી બાઇતો ખાસરાં ખાય અ. તમે દોરીઆના ખાસરાં લઈ, ખાતા ઊતા, તે હું બૉલી, બીજું કાં—આં—આંઇ બૉલી નથી જી ”

“ મર મર મુવા મૅટ, ખસરાં કે ખાસરાં ! ”

---

## જાત જાતના ગધેડા.

કાઠિયાવાડના વેનદરલા ગામમાં એક નાનજીભાઇ નામનો ખોજો રેહેતો હતો. તેનામાં મીઠાની તાણ હતી તેથી લોકો તેને નાન્યો ગધો કહીને બોલાવતા હતા.

વખત જતાં નાન્યાગધાના નસીબ ફાટયા ને તેને ક્યાંકથી આઇતો ડલ્લો હાથ લાગી ગયો. તેની બઇરી ચાલાક હતી તેણે ધીમે ધીમે વાડી, વજીફો ખરીદ કીધો ને લુગડા લટા બનાવીને તેઓ સુખ ચેનથી રહેવા લાગ્યા. પૈસાને લીધે લોકોમાં તેને ઉજલામણુ આવી ને લોકો હવે તેને પૈસાવાળો જોઇ તેને મોઢે નાનજીભાઇ એવા મોટા માનથી બોલાવવા

લાગ્યા, પણ પાંછળ તો પોતપોતામાં તેને નાન્યો ગધોજ કેહેતા હતા, કારણ કે એક વખત જે છાપ પડી તે પછી ધોવાઈ જતી નથી."

એ પરથી નાનજીભાઈ પોતાપરની એ છાપ સદન્તર વિસરાવી દેવાને બીજા કોઈ ગામે ચાલી જવા નિકળ્યો. રસ્તામાં તેને તરસ લાગી ને તે એક બાગમાં જ્યાં એક કોસ ફરતો હતો ત્યાં પાણી પીવા ગયો. પાણી પળનાર વાટે જતું હતું, તેણે પાણી પીવા તે પળનારને પોતાની તરફ ફેરવી, જેથી પળનારનું બધું પાણી તેની ઉપર પડવા લાગ્યું. નાનજીભાઈ આખો ભીંજાઇ ગયો ને તેના કપડા પણ તદન પળલી ગયા. તેની મુર્ખાઇ જોઇ ત્યાંના માલીએ કહ્યું—"અલ્યા ગદ્ધા, આમ પાણી પીવાય કે ?"

નાનજીભાઇ અજબ થયો ને તેને સામે પુછવા લાગ્યો—"અલ્યા, હું ગદ્ધો છું તે તને કોણે કહ્યું ?"

માલીએ જવાબ દીધો—"કોણ કેહેશે ! એતો સાફ દેખાયછે કે તું ગદ્ધોજ છે"

નાનજીભાઇએ વિચાર કિધો કે હું ગધો છું તે સાફ દેખાઈ આવે છે. ત્યારે બીજા ગામમાં જઈ શું કરૂં ? એથી નાનજીભાઇ બીજે કયાં જવાનું માંડી વાલ્યું ને તે પાછો આવી વેનદરડામાંજ રહ્યો.

નાનજીભાઈ અચરત થાય છે કે મને નથી ચાર પગ, નથી પુછડું કે નથી લાંબા કાન ને તોપણ લોકો મને ગદ્ધા કેમ ઓળખી કહાડે છે ! ! !

કેસર બેજીવસે હતી. તેને પુરા દહાડા ચડેલા હતા. તેથી તે સુવાવડ કરવા મહીયરે આવી હતી. એક રાત્રે બેચાર સહીઓ સાથે બેશી, તે ગપા મારતી હતી. જ્યારે સુવા જવાનું વખત થયું ત્યારે પોતાની માયને કહેવા લાગી.

"માય માય હું સુઇ જાઉંછ, પણ જો મને ન્સુર થાયતો મને જગાડજે હો."

---

માસ્તર—છોકરા, અસનુ સ્પેલ શું? બોલ જોઊં.

છોકરો—માસ્તર, સુ એસ.

માસ્તર—બરોબર, પણ એનો અર્થ?

છોકરો—અર્થ? એનો અર્થ "તમો ગધેડા" સાહેબ.

---

## પોઇસ પોઇસ.

શેઠ સુંદરજી મ્હોટી મૂંજીવાળા હતા. તેવણે પંદર વરશ થયા લીલાઊંમાંથી જુનું બ્રુમનું ખટારૂં લીધું હતું. તેને આજવેર પાછો કશો રંગ કે રીપેર, કશું કરાવ્યા વગર ચલાવતા હતા. ઉંદરોએ તેમાં માત્ર પાત્રીસ બાકાં કીધા હતા અને તે રસ્તાના એક નાકેથી જતી હોયતો તેનું ખણુખણાટ આબાદ બીજે નાકે પહોંચે. એવી સોના જેવી શેઠની ગાડી હતી. તોપણ લોક નકામા ટીકા કરે અને વારેઘડીએ ગાડી બદલીને બીજી નવી લેવાની શેઠને ભલામણ કરે. પણ સુંદરજી શેઠ કાનના કાચા ન હતા કે વળી ઘર બાળીને તીરથ કરે. લોક કહે—શેઠ એતો બહુ

ખણુખણાટ કરેછે ને એથી મગજ ખવાય છે. પણ શેઠ કુહે "અરે એ ખણુખણાટ છે તો ખુબીતો એજછે. ભલા માણુસો એટલુંબી સમજતા નથી કે રસ્તે એ ગાડી ચાલતી હોયતો લોકો દોહોડ ગાઉથી સાંભળી બાજુ થઇ જાય ને પોઇસ પોઇસ કહી મરવું પડે નહીં."

અલબત વાતબી ખરી હવે "પોંઇસ પોઇસ" કરવાની શી જરૂર ?

---

## ચબી દીયા, ચબી લ્યો.

શેઠ વરજીવને પોતાનો ફોટોગ્રાફ ઉતરાવ્યો અને તે પેન્ટ કરાવી લાવવાને પોતાના મેહેતા કલ્યાણજીને આપ્યું. કલ્યાણજીએ કોટમાં એક મોગલને બે રૂપીઆ પેન્ટીંગના ઠેરાવી રંગવા આપી આવ્યો. ચાર દહાડા રહીને કલ્યાણજી તે લેવા ગયો પણ મોગલેતો તે ફોટો ખોઈ નાખ્યો હતો જેથી તે તદન સસ્સેકે તીન પાઉં કરવા લાગ્યો.

"ક્યા ફોતો ? ફોતો ક્યા, હમ નહી જાનતા."

"અરે છબી છબી, હમારા છબ્બી."

"ચબ્બી–ચબ્બી ? હું સમજા.કએસા ચબ્બી મંગતા ?"

"અરે હમારા છબી હમારા, છબી દયો."

"તુમારા ચબી ? નહીં, તુમારા ચબી નહીં."

"અરે આગા હમારી નહીં, હમારે સેઠકી છબી તુમકો રંગનેકુ દીયા હએ, સો દયો."

"અરે આહમક હુએ થુમ, હમારા ચબી—સેઠકા ચબી-કીસકા ચબી? નહીં, ચબી નહીં."

"અરે હમ દો રૂપીઆ દેરાકર તુમકો છબી રંગનેકુ દેગયા થા, વો દયો."

એમ કલ્યાણજીતો ધણીએ યાદ આપી સમજાવે પણ મોગલભાઈ તો માને નહીં. "ક્યા ચબી—કએસાં ચબી—કીસકા ચબી" બસ એમ ને એમજ ઉંડાવ્યા કરે. આતો વાંધો થયો. લોક ભેળું થયું, તેથી મોગલભાઇએ એક ફાલતુ છબી પોતાના દુકનમાંથી ઉપાડી તેના હાથમાં આપી કહ્યું—

"બાબા, સર મત ફોડો, જંજાલ મત કરો, યે લો ચબી, બસ જાઓ"

"અરે યે કયા કરેંગા? લો હમારા સેઠકા છબી દયો."

"અચ્ચા—યે દુસરા લો, બૂત બડા હુએ, બસ જાઓ, તંતો નહીં મંગતા."

મોગલભાઇતો ફાલતુમાંથી એક મુકી બીજી આપે ને બીજી મુકી ત્રીજી આપે. એમ ફેરવી ફેરવી આપ્યા કરે પણ કલ્યાણજીના સેઠની તો કોઈજ નહીં.

"અરે યે ફાલતુ કયા કરેંગા? હમ હમારે સેઠકા છબી મંગતા હુએ વો દયો."

"જાહાનુમમેં જાઓ, બસ, ચબી નહીં, જાઓ, છોતા નહીં—બડા નહીં—યે નહીં—વો નહીં— કોઓઓઈ નહીં. કયા કરો? ચબી દીયા ચબી લ્યો. બસ ચબી નહીં, જાઓ. ઊ! ઊ! ભુરો, ભુરો."

---

## ચલક ચલાણું.

એક ફિલસુફ સવાલ કરેછ કેઃ—

" તમારા સાળાનો સાળો તેના ભાણેજની પુઈ, તે તમારી શું થઇ ? "

---

## તું નહી, તો હું.

કોકડશા એ પૈસાની જીંદગીવાળો ને બહુ હોંસીલો હતો. પોતાના એક ને એક પુરા છોકરા કોકડશાની ન્હાન પણમાંજ કોઈ સારે ઘરે સગાઈ કીધી. વહુને ગાડું ભરી ગરેણા ગાઠા કીધા, લુગડાલટા આંપ્યાં ને વારેઘડીએ વહુને ઘરે તેડી, વાડીવંતર ફેરવવા લઈ જાય. એમ વખત જતાં કોકડશા ને તેની બૈરી બેહુ મ્હોટા થયા એટલે તેને પરંણાવવાની તૈયારી થવા માંડી. પણ કોકડશા કહે "મને એ બૈરી ગમતી નથી." આતો પંચાત થઈ. કોકડશા ઇજતવાળો ને અબરૂદાર, ન્યાતમાં વડો અને ભલો માણસ કહેવાય. એતો સહુ ધુળધાણી થવાની વાત થઈ. અંતે ડોસો ઘણી આજીજીથી છોકરાને સમજાવા લાગ્યોઃ—

"તુંતો છોકરો થઈ મુકી દેવા કહેછ, પણ તે કેમ થાય? માટે તું ડાહ્યો થા ને પરણી લે. પછી તને ન ગમેતો હું તો છું, ઇમાં શું ? "

## પરિક્ષાના સવાલ.

૧—જો કાકાની બૈરી તે કાકી ને મામાની બૈરી તે મામી ગણાય, તો સાળાની બૈરી તે સાળી કાં નહીં?

૨—સાવકો બાપ થાય, સાવકી માંય થાય, સાવકી બેન થાય, સાવકો ભાઇ થાય, અને સાવકો છોકરો પણ થાય ત્યારે નાતરૂં કરી લાવેલી બૈરી તે સાવકી બૈરી કાં નહીં?

૩—કોઇ ઘરડીને માજી કહેતાં રાજી થાય છે, તો બાપની બૈરી કહેતાં રાજી કાં નહીં?

---

## જુંવાર ખાશે તમારી ને વહુ થાશે હમારી.

### આ વાત ખરે બનેલી છે.

એક વાણીઓ બીજે ગામ જતો હતો. તેની પાસે જોખમ હતું માટે તેણે એક મીઆંને વળાવા દાખલ સાથે લીધો. ચાલતાં ચાલતાં બાર વાગવા આવ્યા. બેઉ ભૂખ્યા ડાંસ થયા. પણ વાણીઓ જાણે કે મારી પાસેનું ભાતું મીઆંના દેખતાં કહાડીશ તો અલબત મીઆંને પણ દેવું પડશે, તે તો પાલવે નહીં. તેથી પોતે મીઆંની પાછળ પાછળ ચાલવા લાગ્યો ને તે ન દેખે તેમ, કોથળામાંથી ભાતું કહાડી ખીસામાં ભરયું ને તેમાંથી કહાડી કહાડી ખાતો ચાલયો. પણ મીઆંને વેહેમ પડવાથી, જરા આડી નજરે વાણીઆની લુચાઇ જોઇ લીધી ને આંખ આડા કાન કરી અખાડા કીધા. આગળ ચાલતાં, એક કૂવો આવ્યો. તેમાંથી તે વાણીઆએ

પાણી પીધું, જેથી તેને ઓડકાર આવ્યા. ત્યારે વાણીઆએ કહ્યું "આહાહા: કાલે રોટલા ખાધેલા, તેના આજે ઓડકાર આવેછ, ગજણ કે નહીં?" મીઆંતો મનમાં ને મનમાં સમજી રહ્યો. જ્યારે થોડેક દુર ગયા ત્યારે મીઆંએ છાકટો થવાના ઢોંગ કીધા. આમ લથડે ને તેમ લથડે. એમ કરતાં કરતાં મીઆંએ મીઆનમાંથી તલવાર ખેંચી કહાડી, વાણીઆપર ધસ્યો, ને કહેવા લાગ્યો "અબે બનીએ, મએંને કલ શરાબ પીથી ઔર ઉસકા આજ નશા હુવા હુએ, સોતો દેખ"



"અધ:ધ:ધ:ધ: માર્યો. બાપજીઆ, જરા નશાને હુંભાળ. આ રહ્યા રોટલા ને આ રહ્યા પોટલા." લથડતાં પગે આમ બોલતાં બોલતાં વાણીઆએ એક હાથે રોટલા ને બીજા હાથે પોટલા મીઆંને હવાલે કીધા. અરે દેવ! દેવ!!

# કરકસર.

## ખરી બનેલી વાતપરથી.

દીવાળીની રાત્રે ફજ્જુને હું સાથે લઇ રોશની જોવા નીકળ્યો. પાયધુની, મારકીટ, કાલબાદેવી, ફરતાં ફરતાં રાતના અગીયાર વાગે હું પાછો ઘેરે આવ્યો. મને વહેમ હતો કે ફજ્જુ મારેથી છાનોમાનો બીડી પીયેછ ખરો. તેથી આ તક જોઇને મેં પુછયું:—"કેમ ફજ્જુ, તું બીડી પીયેછ કે?"

"નારે બાવા, હું પીતો નથી" ફજ્જુએ સસ્સાના ત્રણ પગ કીધા. તેવારે તો મેં પણ અખાડા કીધા, પણ પછે જ્યારે ફજ્જુ બીછાના સાથે કોટી કરતો થયો, ત્યારે મેં એનુ બદિયાન જે ખીંટીપર હતું, તે કહાડયું ને તેના ખીસાં તપાસ્યાં. તેમાંથી એ ત્રણ સીગારેટના પીકચર કાર્ડ, એકાદ પેનસિલનો કટકો, સેન્ટની એક ન્હાની શીશી, ત્રણ ચાર દોહોડયાં, એક દુકાની રોકડી ને એક મનીપર્સ, જેમાં થોડીક ચાંદીની ચવચવ અને એક બે કાગલના કટકા શિવાય બીજુ કશુ હતું નહી. બીડી જેવું કશું નિકળ્યું નહી. મારી ખાત્રી થઇ કે ફજ્જુ હવે કંઇક સુધર્યો ખરો ને બીડી માટે એણે સસ્સાના ત્રણ પગ કીધા, તેમાં પણ એ ખરો હતો. ચાલો, ખુદાની મેહેરબાની.

બીજે દહાડે સવારના સાત વાગે એકાએક સંડાસમાંથી એક મ્હોટો કડાકો થયો. ઘરના સહુ જણ તે તરફ

દોડી ગયાં. સંડાસનું બારણુ ખેંચી જોયછ તો તે બંદ છે. મેં કહ્યું "કંઇ નહીં. એતો ફજ્જુ સંડાસમાં દીવાળી કરેછ" પણ નહી. જોઊંછ તો ફજ્જુ હમો સહુની સાથે ઉભો છે. ત્યારે એ કોણ? એટલામાં હમો સહુની અચરતી વચ્ચે સંડાસનું બારણું ઉઘડયું ને હમારો બુઢો બબરચી હાંફતો હાંફતો બહાર આવી ઉભો. મેં કહ્યું "વાહ! તું બુઢો માણસ થઇને સંડાસમાં ફટાકડો ફોડેછ?"

"નહીં સેઠ, એતો પેટ સાફ આવે તે માટે બીડી પીતો હતો ને તેમાંથી ફટાકડો પુટયો."

"પણ, તેથી પેટ કેમ આવ્યો?"

"પેટ? પેટતો ફટાકડો ફુટતાંજ છુટી ગયોરે. જુ આની હજી પણ છાતીમાંથી ધડાધડ કયાં ગઇ છે?"

"તો ભલા માણસ તેં ફટાકડાવાળી બીડી બનાવી કાંય પીધી?"

"નહી, સેઠ નહી, હું હાથે કરી વળી પટાકડાવાળી બીડી બનાવી પીયું કે? એતો આપણા ટેબલપર બેત્રણ બીડી પડેલી હતી, તેમાંથી મેં એક ઊચકી લીધીતી અને તે પીવાથી એ કડાકો થયો."

સહુને સારી રીતે હસવું થયું, તેમ હું પણ સાથે સાથે હસ્યો. પણ મને વિચાર થયો કે ટેબલપર એવી ફટાકડા-વાળી બીડી તે કયાંથી આવી? થોડીવાર મુંજાયા પછે "ચાલો હશે" કરીને મેં વાત પડતી મુકી

વળી થોડીવાર થઇ ગયા પછી દાદરપર એક જબરો ગગડાટનો અવાજ થયો. ઘરના માણસ દાદરપર જોવા ગયા. મેં કહ્યું દાદર તુટયો કે શું? પણ નહીં દાદર સલામત હતું પણ એતો સીનોર ગેપાણી દાદર પરથી ગબડી પડયો હતો. અને તેનું આ ગગડાટ થયું હતું. બાપડો દરદથી પગે લંગડાતો લંગડાતો વીખરાયલા પાણી ભેળા કરતો હતો અને "યે કુએસા બીડીરે! છીછઃ અચ્છા નહી. છીછઃ હોમ ગીર ગયારે! છીછઃ ક્યારે?" એમ બડબડતો હતો.

મેં કહ્યું "સીનોર, કુયા હુવા? એસા બીડી કીધરસે લાયા?"

"હોમ નહી લાયારે, હોમ તુમારે ટેબલપરસે એક બીડી લીયા. હોમ નહીં માલુમ આજ એસા હુએ, હોમકુ ખાલી ફોસાયારે!"

કમબખ્ત રોજ છુટી છવાઈ પડેલી બીડીઓમાંથી આવાની જાણી તફડાવતો હતો. તેનીજ આ મોહકાણ હતી.

પણ હવે હું વધારે વિચારમાં પડયો કે એવી બીડીઓ ટેબલપર આવી કયાંથી? હજી પણ કાંઇ સમજ પડી નહી.

એ પછી થોડીવાર રહી નાસ્તો કરીને હું કપડા બદલી બહાર ગયો. મારકીટમાં ધનજી દલાલ જે મારા ઘેરપર બીજે માળપર રેહેતો હતો તે મળ્યો. ધનજી પોતાના ગાલપર હાથ મુકી એરંડીયા જેવું મ્હોડું કરી ઉભો હતો મેં કહ્યું "કેમ ધનજી, આમ રડતી સુરત થઈ કાં ઉભો છે?"

"એ મળ્યો ચાંદલો સેઠ, આ મારો ગાલતો જુઓ" જોઊંછતો બાપડાનું ગાલ લાલચોળ થઇ આવેલું છે. મેં કહ્યું "વાત તો કર એમ કેમ બન્યું?" તો કહે—

"ઘરથી ઉતરતાં તમારા ટેબલપર મેં છુટી પડેલી બીડીઓ જોઇ. મેં એક બીડી કાનપર ચડાવી લીધી ને શામજી સેઠની પેહેડીપર ગયો. સેઠ પાસેથી મારે દીવા ળીના મુહુરતનો ચાંલો લેવો હતો. તેથી ખુશામત ખા તર મેં સેઠને પેલી કાનપર ચડાવેલી બીડી પીવા આપી. સેઠ બીડી પીવા લાગ્યા ને ફટાકડો ફુટ્યો. પછી શું કહું, સેઠતો થરથરી ગયા, માથાપરનો ટોફલો ઊડી ગયો, પેહેડીપરના સહુને હસવું આવ્યું. સાથે સાથે હું પણ હસવું થોભાવી શક્યો નહી, તે જરા ખડખડ હસ્યો. સેઠતો બહુજ ખશિયાણા પડી ગયા ને મારી સાંમે ડોળા તાણી જોવા લાગ્યા. મનેતો એવું થયું કે જાણે ભોંયમાં ભરાઈ જાઊં, અને પોલ થવાનું કરૂંછ કે સેઠે મને એક એવી સ્લાપ ખેંચી કહાડી કે આ ગાલ મારો સુજી આવ્યો."

"અરે તેનું કંઇ નહીં રે, હવે દમડીની આંબાહુલદ લગાડજે, મટી જશે, ફટાકડા સીગારતો એવીજ."

હવે તો બહુજ થયું. એ બીડીઓ માટે હું છેક અચરત થયો. મારા ટેબલપર એવી બીડી આવી ક્યાંથી? કોણ લાવ્યો? શું કામ લાવ્યો? એ એમ કેમ થયું?

એ રીતે મારા મનમાં તરેહવાર ગડબડ સડબડ થવા લાગી. મારો ફજ્જુ ઘણો અટકચાલો હતો તેથી હવે મને કંઇક તેનાપર વ્હેમ ગયો, જેથી હું ઘેરે આવ્યો ત્યારે ફજ્જુને ખુબ દમ ભરાવી પુછયું, અંતે ફજ્જુએ ખુલાસો કીધો કે એ કંઇ ખરેખર પીવાની બીડી ન હતી. એમાં તો તંબાકુને બદલે એક એક લવંગ્યો ફટાકડો નાખીને ફરમાસુ બીડી બનાવેલી હતી. એ દીવાળીમાં જેને તેને આપ્યાથી જરા ગમ્મત થાયછે. આસમાસ એટલા માટેજ એ ચાર બીડી મેં બનાવી હતી. રાત્રે જ્યારે તમો બીડી વીશે મને પુછવા લાગ્યા ત્યારે એ બીડીઓ મારા ખીસામાં હતી પણ હું ચોખ્ખો બનવાને મેં ખીસામાંથી આસ્તેથી કહાડીને તે ટેબલપર સેરવી દીધી ને પછે તો હું સુઇ ગયો."

"વાહ! ફટાકડાથી વળી મસ્તી કરીએ કે? તારી મસ્તીથી કેટલા જણને તેં ખ્વાર કીધા? એવી મસ્તી વળી હોય? હવે નહી કરતો હો" એ રીતે મેં તો ખુબ નસીહત કીધી. પણ ફજ્જુ કહે "બાવા એતો મેં કરકસરનું કામ કીધું છે. ટેબલપરથી રોજ કેટલીક બીડી ગેપ થતી હતી, તે હવે કાસર પતી ગઈ." અલબત, વાતબી ખરી, પેહેલે રોજ જ્યાં ચાર દોઢીઆંની બીડી ખપતી હતી ત્યાં હવે એક ફદિયામાં ચાલેછે.

---

બુચો—માયજી, આજે પતેતા તરકારી કરજો હં, મને તે બહુ ભાવે છે.

માય—પતેના ? છટ છટ, મને તો આંખે દીઠાએ ગમતા નથી.

બુચો—તો, માયજી, તમો આંખ મીંચીને ખાજો, પછી કેમ ?

---

## મોહકાણ.

હું ભુલેશ્વરના રસ્તાપરથી જતો હતો. એવામાં રસ્તા વચ્ચે લોક ભેળા થઈ ઊભા હતા. હું પણ શું છે કરીને જોવા લાગ્યો. તો એક ડોસી રસ્તા વચ્ચે બેઠી છે અને તે રડતી રડતી કહેછે " રે મારાં મરી ગયાં રે, મારાં મરી ગયાં. "

" ડોસી, તેની મોહકાણ જઇને ઘેરે માંડો " લોકોની ઠઠમાંથી એક ખોખડજીએ સુચવ્યું " આમ રસ્તામાં શું રડો છો "

" મોહકાણ મંડાયની તારે ઘેરે " ડોસીએ ફરફડી ચટકીને કહ્યું " ક્યાં કોને કહે છે ? હું તો ગાંધીની દુકાનેથી મરી લઈ જતી હતી પણ પગ સરી જવાથી પડી ગઇ ને મરી બધે વેરાઇ પડયાં, હું તો તે કહું છું. "

---

## અકકલનો બારદાન.

કરમચંદની ધણીયાણી કોઈ કામસર બહાર ગઈ હતી. કરમચંદ પોતાના ઘેરના ઓટલાપર બુચાને રમાડતો હતો. પણ બુચો " મા કયાં ગઇ ? મા જોઇએ " એમ કરતો

રડયા કરે, ને કરમચંદ તેને પતાવ્યા કરે.. એમ કરતાં થોડી વારે, કરમચંદની ધણીયાણી દુરથી આવતી દેખાઈ. બુચો પોતાની માયને પાસે આવતી જોઈ, રડવું મુકી દઈ, ખુશી થઈ બોલ્યો, "મારી મા ! એ મારી મા." "નહીં, તારી નહીં, એ તો મારી મા, એ તો મારી મા છે." બુચા સાથે કુદતાં કુંદતાં કરમચંદે પોતાનો દાવો રજુ કીધો.

---

## અફીની ધફીની ખુદાસે તરસ,
## કે એક એક અફીની ગદ્ધેસે સરસ.

એક દહાડે એક અફીણીએ પીનકમાં રહીને હાજતથી પોતાનો લેંગો ખરાબ કીધો. તે નદીપર ધોઇને એક ઝાડપર સુકવા નાખ્યો અને પોતે જમીનપર બેઠો. એવામાં પવનનો એક ઝપાટો આવ્યો, જેથી તે લેંગો ઉડીને નદીમાં પડ્યો. આ તમાશો જોઇ મીઆં સાહેબ ત્યાંથી જેવી હાલતમાં બેઠા હતો તેવીજ હાલતમાં ઉઠી ઘેરે ગયો, અને મોટી મોટી બુમો મારી પોતાની બીબીને કહેવા લાગ્યો, "અએ બીબી, શીરની બાંટો! ફકીરોંકો ખીલાઓ! મએં આજ બચ ગયા. અચ્છા હુવા પએજામા ખરાબ હુવા ઔર મએં ધોકે સુકાયા થા, અગર મએં પએજામેમેં હોતા તો આજ મએંભી ડુબ જાતા"

---

## હૈયાતી જોઇએ.

વેણીદાસ વાણીઓ અને તેની ધણીયાણી ધનકોર, બન્ને ધર્મચુસ્ત હતા. તેઓ પાંચ પૈસે સુખી હતા પણ તેમને સંતાનનું સુખ ન હતું. વાંજીયાં મેહેણુ ટાળવાને શેઠાણીએ વરૈત-વરતુલા કીધા. અને પથ્થર એટલાને પુજી વળી.. અંતે રહી રહીને ઘરડે ઘડપણે આસ્તા ફળી. શેઠાણીને દહાડા રહ્યા અને પૂરે મીસે પુત્રી અવતરી. લાડમાં તેનું નામ ફજેતી પાડયું. છોકરીનું મોં જોઈ ધણી ધણીયાણી આનંદમાં દીવસ કહાડવા માંડયા. પણ દૈવને તેની અદેખાઈ આવી. ગામમાં રોગ નીકળ્યો ને ફજેતી પણ તેમાંજ ફસી મુઈ. તેના મરણથી વેણીદાસ અને ધનકોર બેહુને ઘણું લાગ્યું, પણ ઈશ્વર આગળ કોનો ઉપાય ? અંતે ફજેતીને ઠેકાણે પાડી આવ્યા પણ શેઠાણીનું કાચું હૈયું, તેને પાસે બેઠેલી બૈરીઓ ઘણુંએ દીલાસો આપે, તોપણ વારેઘડીએ મ્હોટેથી બૂમો મારી રડે "હાય મારી ફજેતી, ઓ ઓરે મારી ફજેતી" આ જોઇને વેણીદાસ શેઠથી શાંત રહેવાયું નહીં અને પોતા પાસે બેઠેલા સગાવહાલા અને મિત્રો પાસેથી ઉઠીને શેઠાણી પાસે જઈ, કહેવા લાગ્યા "અલી, છાની રહે છાની, લગાર હમજ રાખ ભુંડી, રડ નહીં, તું અને હું હૈયાત રહીશું તો ફજેતી થઈ રહેશે."

---

પેસતનજી પાપડીનો બુચો કુરસીપર ઉભો રહી બારીએ ડોકાવતો જોતો હતો. તે જોઇ પેસ્તનજી બોલ્યા—

"બુચા, આ શું કરેછ? પડી જાશોની, ઉતર નીચે."

"બાવાજી હું જોઊંછ કે ઘર ચાલ્યો કે નહી?"

"બેટા, ઘર વળી ચાલે કે?"

"કેમ નહીં? પરમ દહાડે આપણ હ્યાં રેહેવા આવ્યા અને માયજીએ કહ્યુંકે આ ઘર તે કેમ ચાલશે? ત્યારે તમે કહ્યું ઉતું ની કે એતો મજેનુ ચાલશે?"

---

## બાલાઈ.

એક મીઆંસાહેબ દુધ લેવા ગયો. પણ દુધવાળાની દુકાને ગરદી હતી તેથી મીઆંએ પુરસદનો વખત જાણી, એક અફીણની ટેહી ચડાવીને ખુણામાં અઢેલી ઉભો રહ્યો એમતો આખી રાત નીકળી જતે, પણ બારવાગ્યાને સુમારે તેને લેહેરમાંજ ઉભેલો દુધવાળાંએ જોયો. તેણે તેની પીઠ પર ધબ્બો મારી કહ્યું "ગાંડા બાર વાગ્યા, હવેતો હુશીયાર થા."

"અએ ભાઈ, દુધ દેતા હુએકે ધબ્બા મારતા હુએ?" એમ કહેતાં મીઆંએ દુધ લીધો અને લેહેરમાંને લેહેરમાંજ જોકા ખાતો, પોતાના ઘરતરફ ચાલ્યો.

રસ્તામાં મીઆંએ દુધમાં આંગળ નાખી જોયું તો દુધમાં બધી મલઇ છે. મીઆંતો બહુ ખુશી થયો અને "વલ્લા બીલ્લા દુધવાલા બહોત અચ્છા હુએ. દુધમેં કએસી બાલાઇ ડાલા હુએ?" એમ કહેતાં તે મલઇ કહાડી ખાવા લાગ્યો. પણ ખાય શું? જેવો મ્હોમાં નાખી ગલે ઊતારવા લાગ્યો કે તે ગલામાં અટકી ગઇ. અડધી ગલામાં ઊ-

તરી ને અડધી બહાર રહી ગઈ. મીઆંએ ઘણા બાચકા ભર્યા, ફાંપા માર્યા પણ તે ન જાય અંદર ને ન આવે બહાર. અરે ! એ તે કેવી મલઈ! અલબત મીઆંતો ગભરાયો અને દોડતો દોડતો ઘેરે જઇ બીબીને કહેવા લાગ્યો "અએ બીબી, દેખતો સહી, દુધવાલેને કએસી બાલાઇ દીયા હુએ ? લેકીન નીચે ઊતરતી નહીં." બીબી પણ અચરતમાં પડી કે મલઈ ગલામાં અટકી કેમ ? પણ પછી તપાસી જોતાં, બધું ભેદ સમજી ગઈ અને



જટ તે મલઈ મીઆંના મ્હોડામાંથી ખેંચી, બહાર કહાડી, મીઆંના હાથમાં આપી બોલી "યે દેખ તેરી બાલાઇ" મીઆં સાહેબે તે જોઇ, પોતાના માથે હાથ ફેરવી તપાસ કીધી તો માથું ઊગાડું ને ટોપી ગેપ !

એ તો રસ્તે જોકાં ખાતાં, ટોપી દુધમાં પડી ગઈ હુતી, જે કાગળ જેવી પાતળી અને દુધ જેવી ધોળી હોવાથી તેને મીઆં મલઈ સમજી ખાઈ મુવો હતો. બાકી મલઈ શું, ને વાત શું.

---

## ગ્રંથ-કર્ત્તા.

હાલ થોડાક વર્ષના અરસાથી હારમોનિયમ વગાડવાનું શોખ, આર્ય પ્રજામાં વધતું ચાલ્યું છે. તે માટે ઠેકાણે ઠેકાણે વાજીંત્રશાળાઓ તથા શિખનારાઓની મદદને માટે ઘણી હારમોનિયમ ગાઈડો પણ બહાર પડેલી છે.

તેમાંથી એક હારમોનિયમના પુસ્તકમાં, નીચે પ્રમાણે લખેલું વાંચીને, હમો હાલ ઘણા મુંજવણમાં પડયા છીયે.

પુરી સચેતાન અપની સચેતાની જત લાને આએ
સાની નીસા ની ધ પપધ પ મગ રીસા

| | |
|---|---|
| હુરો ગીલમાનકા ઈનસાન પર હો ધ્યાન કયેસા<br>દોનું તલવાર રહે યેક મ્યાનમેં યે ગ્યાન કયેસા | **સયતાનની માફક વગાડવું.** |

તારૂં, ખાનું ખરાબ થાય તારૂં શેતાન, તુંબી હારમોનિયમ વગાડેછ?

---

માસ્તર—છોકરા, ઈઝનો સ્પેલ શું? બોલ જોઉં.

છોકરો—માસ્તર, ભુલી ગયો.

માસ્તર—અરે ગધેડા, આઇ એસ.

છોકરો—ત્યારેતો આપણે બેહુ ગધેડા, પણ હું ગામઠી ગધેડો ને તમો છો તે સાહેબ ઈંગ્રેજી ગધેડા.

---

## આવ બલા, પકડ ગલા.

રાહદારી—(ભીખારીને) આવો મજબુત છે ને ભીખ શાનો માંગે છે? કંઈ ચાકરી કાંય નહીં કરતો?

ભીખારી—સેઠ ચાકરી છે તે. નસીબ વેચવો છે ને આવી ચાલુ રોજી મુકીને વળી ચાકરી તે કાંય શોધુ? કંઈ દાન તમેબી કરો, એક દોઢીયું આપતા જાઓ મારા સેઠ.

---

## ભૂત પણ છે.

સુધરેલાઓનું એવું મત છે કે ભૂત ડાકણ એવું કશું છેજ નહીં. હમારો એથી ઉલટોજ મત છે. હમે કહીએછ કે ભુતતો છે ને છેજ. પુરવાર કરવાને હમારી જાણમાં આવેલો એક ખરેખરો બનેલો બનાવ, દાખલા તરીકે અતરે ટપકાવી દઇએછ.

એક ગામડામાં કેટલાક જવાન્યાઓ, સમી સાંજના ગામના નાકાપાસે ભેળા થયલા હતા. ગપસપ હાંકતા તેઓમાં ભૂતડાકણની વાત નીકળી. એક કહે "ઓ આઘે, પેલું પીપડાનું ઝાડ છે, તેમાં ભૂત છે. તે દહાડે હું સાંજના આવતો હતો, ત્યારે મને મળ્યો હતો, હું તો જેમ તેમ નાસી આવ્યો." બીજો કહે "અને ભાઈ આ બાજુ પેએ—લા વડ આગળ મને પણ એક વખત મળ્યો હતો, મને પરમેશ્વરે

રાખ્યો તો હું બચ્યો.” ત્રીજો કહે “ખરૂં છે ભાઈ, એક દહાડે સાંજના મને પણ હરકત થઈ હતી, પણ હું મારી બૈરીની સોડમાં સંતાતો સંતાતો ચાલી આવ્યો. એમ સહુ ભૂતની મુલાકાત વીશેની વાતો કરતા હતા. પણ તે વાત તેઓમાંના એક સેકન્ડ રીડીંગ શીખેલા સલુભાઇને ગમી નહી. તે કહે “છટ છટ, નકામુ તમો ડરપોક ગોંધીયારૂં કરોછો. એ પીપડા ને વડ આગળથીતો હું પાંચસો ફેરા આવી ચુકયો હઈશ, કોઈ દહાડે કશું થયું નથી. ભૂતપલીત ને ડાકણ વળી શું? એતો કશું છેજ નહીં” એ રીતે સલુતો બહુ એંટી નીકળ્યો. સહુ સમજાવે કે ભૂત છે ને છે. પણ કેમ કરતાં કોઈનું કહેવું સલુ માનેજ નહીં. અંતે સહુ સલુને કહેવા લાગ્યા કે “જો તું કબુલ કરતો નથી તો હમણા જરા અંધારૂં થયેલું છે ને તુ એકલોજ જઇને એ પેલા પીપડાના થડમાં એક ખીલો મારીને આવતો રહે. કાલે દીવસના હમો ત્યાં ખીલો મારેલો જોઇને તને ખરો માનીશું.” સલુ કહે “અં! તેમાં શું? શરત બકોતો તેમબી કરૂં.”

પાંચ રૂપીઆની શરત લાગી ને સહુ ત્યાં ઉભા રહ્યા. સલુ એક ખીલો હાથમાં લઈ, સાંજના અંધારામાં તે પીપડાના ઝાડ તરફ અકડાઈ કરતો ચાલી ગયો. દશેક મીનીટના અરસામાં તે પીપડા આગળ આવી લાગ્યો ને નીચે બેસી, તેના થડને ખીલો ઠોકી દીધો. પણ જેવો ઉઠીને મોહોડું ફેરવી ચાલવા કરેછે કે ઝટ પાછળથી તેને ભૂતે પકડી પાડયો, ને હીચકો મારી તેને ખેંચ્યો. સલુ એક જબબર

હાયની પુકાર મારતો બેહોશ થઇને જમીનપર ઢુટી પડ્યો. હવે એ ભૂત નહીં, તો શું ?

આ તરફ ગામપાસે તેના સોબતીઓએ તેની ઘણી ઘણી વાર રાહ જોઈ, પણ સલુ પાછો આવ્યો નહી. સહુને ખાત્રી થઇ કે આજે સલુને મુકરર ભૂતે પકડ્યો. અંતે તેઓ ગામમાંથી બીજા પાંચસાત હીમ્મતવાન માણસોને ભેળા લઈ, સહુ પંદર વીસ જણ સાથે મળી, મસાલ બાળીને તે પીપડા તરફ સલુને જોવા ગયા. ત્યાં જઈ જોયછ તો પીપડા નીચે સલુ બેહોશ હાલતમાં પડ્યો છે. આ જોઈ સહુના ટાંટીઆ થરથરવા લાગ્યા, પણ એકબીજાની શરમથી કોઈ બોલી શકયો નહી. હવે સલુને ત્યાંથી લઈ જવા બેત્રણ જણ થઈ ઉપાડવા લાગ્યા, પણ જેવાં તેઓ તેને હાથોહાથ લઈ, જરા ઉંચો કરેછ કે નીચેથી ભૂતે તેને પકડી રાખ્યો હોય તેમ લાગ્યું. હવેતો સહુના હાંજા ગગડી ગયા, ને સહુ પોક મુકીને નાહાસી જવાનું કરેછ, એવામાં એકની નજર પડી, જોયછતો સલુએ પોતાના અંગરખાના છેડાપર ખીલો બેસાડેલોછે.

કમબખ્ત સલુનીજ ભુલ હતી. ખીલો ઠોકતાં અંગરખાના છેડાપરથીજ ઠોકી બેસાડયો હતો અને તેથી તે ઉઠી ચાલતાં પછવાડેથી છેડો પકડાઈ ગયો અને સલુ, મને ભૂતે પકડેલો, સમજી મુઓ હતો. નકામું આટલું ગોંખીયારૂં થયું ને વળી સલુને પંદર દહાડા તાવની બીમારી ભોગવવી પડી તે જુદું.

---

# જંગી વાઘ.

## ખરો બનાવ.

પીરૂ પીપોડી પાસે જગસીંહ મમરાવાળાનું કાગળ હતું. તે તેને પહોંચતુ કરવાને પીરૂએ બે ચાર જણને પુછયું, પણ જગસીંહનો કશો પતો લાગે નહી, જેથી તે કાગળતો પીરૂ પાસેજ રહ્યો. એક બે દહાડા વીત્યા પછી, ખડકના રસ્તે જતાં, પીરૂને તેનો એક મિત્ર મળ્યો, જેને પીરૂએ પુછયુ "જગસીંહ કરીને કોઈ કુરમરાવાળો ડુંગરીપર છે કે?"

"હા છે. તેનું શું?"

"તેનું કાગળ છે તે આપવું છે. એ શું ખોળે છે કે?"

"હા એ ખોજે છે અને જમણી બાજુએ નાકાપર બે ચાર ઘર મુકીને એની દુકાન છે."

"એ રસ્તે મેં પુછપરછ કીધી પણ મને તો પતો લાગ્યો નહી."

"હુવે ત્યાં જાય તો બસ, જગુ કરીને પુછા કરજે તો મળી આવશે."

"તેનું કાંઈ કારણ વારૂ?"

"ભલા માણસ એટલુંએ સમજતો નથી કે જેની પાછળ સીંહ લાગેલો હોય, તે તો નાહાસભાગમાં હોય, તે વળી મળે કેમ?"

અલબતાં પીરૂએ સીંહને કહાડી મેલ્યો અને ફકત જગુના નામે પુછા કીધી તો તરત પતો મળી આવ્યો.

## ગુલાબના ખેરબા ભાંગી.

ગોલવાડીમાં એક ચાહે, સોડા, શરબત, વીગેરેની ઈરાનીની દુકાન હતી, જેની માંહે પરચુટણ સામાન રાખવાનું માળીયું હતું. એક દહાડે સવારના પરોઢીયામાં ચાહે તૈયાર થવાથી, બેરામ ચાહેનો એક કપ ભરી, ટેસ્ટ કરવાને, માળીઆં નીચે આવેલી ટેબલપર જઈ પીવા બેઠો. પીતાં પીતાં એકાએક શીલીંગની ફાટમાંથી કંઈ ટીપાં ટપકવા લાગ્યાં અને તે ચાહેના કપમાં પડવા લાગ્યાં. બેરામ સમજ્યો કે ઉપર એકાદ ગુલાબનો કેરબો ભાંગ્યો હશે અને તેનાં ટીપાં હશે, માટે દારાબ જે બીજો ઈરાની હતો, તેને કહેવા લાગ્યો, "દારાબ દારાબ તું ઊપર ચડી જોયછની, ગુલાબના ખેરબા ભાંગી ગઈ, જોની છોયમાં પણ પડેછ."

દારાબ ઝટ માળીયાપરં ચડી, તપાસ કરીને બૂમ મારી કહ્યું: "બીરામ બીરામ, ગુલાબના ખેરબા નહીં ભાંગી, બીલૉડી મુથરી, બીલાઑડી"

"ઑઈ તારી માય મરે, તારી બાપ મરે, મારી મૂમાં મૂથર ગેઇ, મારી પેતમાં મૂથર ગેઇ, આખઃ થુઃ થુઃ થુ."

---

## આવવા દે તારા બાવાને.

અરદેસર એંટીનો ૭ વરસનો બુચો ઘણો એંટાલ હતો. એક દહાડે કોઇક સબબથી રડવા મંડયો. માય,

મમાઇ, બપાઈ, સર્વે સમજાવી સમજાવી થાકયા, પણ બેટીનો બાપ, કેમે કરતાં છાનો રહે નહી. અંતે થાકીને સહુએ સમજાવવું મુકી દીધું. એથી વળી તે વધૂ જોરમાં આવી મોટેથી રાગડો ખેંચવા લાગ્યો. એવામાં ઘેરમાં બારી વાટે બીલાડી આવીને ચૂલા પાસે પડેલી તપેલીમાંથી દુધ પીવા લાગી, જે પર બુચ્ચાની નજર પડતાં, રડતાં રડતાં બરાડા મારતો બોલ્યોઃ "એં–એં ભલેની દુધ પી જાય, એં–એં ભલેની બાવા તમને ધમકાવે, એં–એં હું તમને શું કામ કહું, એં–એં મારૂં શું જાય. એં–એં એં–એં"

"અરે આ બુચ્ચોતો જુઓ", માય બીલાડીને હાંકી કહાડતાં બોલી "બીલાડી દુધ પીવા ગઇ તે જરા કેહેતોએ નથી અને ઊપરથી એં–એં પણ મુકતો નથી. આવવા દે, તારાં બાવાને"

બુચ્ચો પોતાની ભૂલ જોઇ છાનો રહ્યો.

---

## જખ મારીને.

એક દહાડે મુલ્લાં સાહેબ વાયઝ કરતાં કરતાં બોલ્યો. "ભાઇઓ મરવું સહુને છે કારણ કે મોત બરહક છે" એટલામાં સાંભળનારાઓમાંથી એક અડગરો બોલી ઊઠયો "મુલ્લાં સાહેબ, હું કહું છું કે મોત તો હરામ છે, પણ તે મુકે ત્યારેની? માટે હવે જખ મારીનેજ બરહક."

---

## મએંભી ભૂલા.

એક દહાડે બાદશાહ કચેરીમાં બેઠો હતો અને એક ગણત્રીમાં ગુચવાયો તેથી તે નક્કી કરવાને વજીરને પુછવા લાગ્યો "વઝીર"

"જેહાંપનાહ"

"અસ્સી પાવલેકે ઊનીસ રૂપએ હોતે હુએ"

"હાં જનાબ, હોતે હુએ"

થોડીવાર રહીને બાદશાહે પોતાની ભુલ જોઇ ને ફરીથી કહ્યું "વઝીર"

"હુઝુર."

"મએં ભૂલા"

"હુઝુર, મએંભી ભૂલા"

"યેતો બરોબર બીસ હોતે હુએ, કયું જી ?"

"બેશક, હોતે હુએ"

વાહરે વજીર સાહેબ, તું નહી હતે તો !

---

## દેખો મેરી ભુવા જો ન હોતા સો હુવા.

ભીખા ગાંધીને નસીબ–દેવીએ અર્પણ કીધેલી ધણીઆણી ભીખી, ઘણી ભોલી હતી. તેની પાડોસણો વારેઘડીએ તેને બનાવવા ચુકતી નહી. એક દહાડે કોઇની વેચાણ સોનાની બાંગડીઓ, દુકાનપર ભીખા પાસે આવી, અને

વેચનાર ગરજાઊ હોવાથી જરી સસ્તે ભાવે આપતા હતો તેથી ભીખી માટે તે લઈ આવ્યો. ભીખી બહુ હરખે ભરાઇ ને તેને કાંડે ચડાવી લીધી અને માળામાં ખામુખા હ્યાં ત્યાં લટકો કરતી ફરવા લાગી અને સહુને કહેવા લાગી "જુઓ આ લલવાના બાપા, મારે હારૂ આ હોનાની બાંગડી લાવ્યા."

"એટલી ઝાંખી તે વળી હોનાની હોય ? પીતળની હોય તો ભલે"

"નહીં રે, એમ તે હું કહો? જરા જુની વેચાઊ હતી તે ઠીક મળી આવી તે લીધી છે."

"ઠીક ત્યારે એમ કેહની, એ કોહેલુ હોનું તે વળી ભીખાએ લાવી આપી. તાજું હોનાની એ લોભી તને ઘડાવી આપે કે ? એવું હડેલુ હોનું, બાઇ હમો તો ન પેહેરીએ"

એ રીતે સહુએ જુનુ, ઊતરેલું, કોહેલુ ને સડેલુ સોનું કહી કહીને ભીખીને તો બનાવી હસવા લાગી. ભીખી ઘરમાં આવી બાંગડીઓ ઊતારીને ઢીલું ડાચું કરી બેઠી. કાંઇ રાંધ્યુ સાંધ્યુ પણ નહીં ને દીવોબતી પણ ન કીધો. સાંજના ભીખો ઘેરે આવ્યો તો આ હાલ જોઈ અળીને કહ્યું. "અળી આજે, એમ ચ્યમ ?"

"ચ્યમ તે ચ્યમ વળી, જેવા તમે તેવીજ હું"

"પણ મેં હું કીધું તે કાંઇ કહેશે કે ?"

"હજી તો પુછોછ કે હું કીધું ? આ હડેલા હોનાની બાંગડીઓ મને લાવી આપી નહીં ? હઊમાં મને ખરાબ લગાડયું, ઝાણે કે કશું ઝાણતાજ નથી."

"વળી હોનું કંઇ હડેલું થતું હશે? કોઇનું હાંભળી તું ગાંડી એમ થાયછ?"

"ના ના, હું એમ હમજનાર નથી. એનો રંગ તો જુઓ વળી? બસ કાલે ને કાલે તદન તાજાં હોનાની બાંગડીઓં લાવી આપશો, તોજ હઊમાં મને ઠીક લાગશે. નહી તો હું કદી બોલનાર નથી" અંતે ભીખાએ કબુલાત આપવાથી ભીખી સમજી અને રસોઈ પાણી કરીને જમ્યા. બીજે દહાડે ભીખો તે ને તેજ બાંગડીઓ સોનાર પાસેથી ઊજાળી પાલીસ કરાવી લઇ આવ્યો અને ભીખી હવે આ તદન તાજાં સોનાની બાંગડીઓ હાથે લટકાવી મટકાવીને માળામાં આમથી તેમ લટકો કરતી ફરેછે.

---

## બાદશાહ ટેમુરલેન લંગડો હતો.

કહે છે કે એક દહાડે બાદશાહ ટેમુરલેન ગાયનની બેઠકમાં બીરાજ્યો હતો. ત્યાં ગાવા આવેલ ગવૈયો આંધળો હતો, પણ તેનું ગાયન ઘણું ખુબીવાળું હતું. બાદશાહ તે સાંભળી ઘણો ખુશ થયો. તેને પુછ્યું "એ ગવૈયા તારૂં નામ શું?"

"મારૂં નામ દૌલત, સાહેબ."

"ત્યારે શું દૌલતબી આંધળી છે કે?"

"કાંય નહી? આંધળી ન હતે તો લંગડો જોઈ આવતે કેમ?"

છોટુખાં, બડેખાં, લંબ્બેખાં, અને ચવડેખાં મળીને ચાર ખાં સાહેબો એક દહાડે સાથે જમવા બેઠા. જમી રહ્યા પછી હાથ ધોતાં ધોતાં છોટુખાં બોલ્યો "શુકર અલ્લાહ તેરી જનાબમેં—"

"અરે ચુપ ચુપ, કરતા કયા હએ ?" તરત તેને વધૂ બોલતો અટકાવીને ચવડેખાંએ કહ્યું "ઐસી દાલ રોટીપર શુકરાના ? તેરે જએસેને તો ખુદાકુ ખરાબ કીયા, એહમક ?"

---

## ભાઇઓ, શું હસો છો ?

મીઆં રજબ રેંકડો હાંકતો હતો. રેંકડો અને બેલ તેનાં પોતાના હતા. તે બેલને રોજ તાજું ઘાસ, દાણું, ને ગોળ ખવાડે. એથી તે જાનવર દોડવામાં એવાં હતાં કે ઇસારો કરતાં ઊડી નિકળતા. ભાડું તો તેને રોજ હાથોહાથ જડી આવતું, અને જ્યાં સાંજના પાંચ વાગ્યા કે બે પોણાબે રૂપીઆની કમાઇ તેના હાથમાં આવી જાય. તેમાંથી બારચૌદ આના ગાડીનું ખરચ થાય, બાકી ચોખ્ખો રૂપીઓ રેડો તેના હાથમાં આવે, એટલે મીઆંભાઇતો છક્ક હતા. બીબીની ઝુસરી હજી ગલે વળગી ન હતી. પોતે એકલો એકજ તે ગમે તેમ ખાય, ખરચે, ઊડાવે, કોણ પુછે ?

આઇતે કોઇતું છ સાત આના ખરચીને રોજ ખાવું, ત્રણચાર આના કાવાખાનામાં ને ઉપલક ખરચવા, બેચાર દહાડે નાટક જોવા, કોઇ કોઇવાર મેહેમની પણ સેહેલ

કરવી, બાકી લુગડાલટો અને આડુંઅવળું ખરચ, એમ કરતાં કમાઈનું આંક પુરૂં થાય તો થાય, પણ તેની અકડાઇના આંકમાં ફેર પડે નહી. પાંચ વાગ્યા કે કામથી ફારેગ થવું, કિનખાબનું કસબી સદરીઓ ને ટોપી પેહેરવી, હાથમાં રેશમી રૂમાલ લેવો ને ચોપાટી, બેંડસ્ટાંડ, વિક્ટોરિયા ગાર્ડન, એમ ગમે ત્યાં ફરવા જવું. એટલું -છતાં તે એકલો હોવાથી અકડાઇને અકડાઇમાં સઘળું મોજ મજા સાથે, પાણીના રેલા પેઠે ચાલતું હતું.

પણ હવે મીઆંજીનો વિચાર એવો કે થોડું કરજ થાય તો થાય, પણ કોઈ ગોરી ગોરી છેલછબીલી બીબી પરણી ઘેર લાવવી અને સંસાર માંડી બેસવું, તો ઘરનું રાંધ્યું સાંધ્યું મળે અને ચાર આંખ ભેળી કરી, બેસવું–ઉઠવું સહુ ઠીક થઇ પડે. વાતબી ખરી, ઊદ્યોગી થઇ કમાઇ ખાવું અને ઘેરબારનો સુખીઓ થઇ રહેવું, તેના જેવું કાંઇએ નહી- પણ હમણા જ્યારે તેને પોતે એકલાનુંજ ખરચ હતું ને કમાઇ સારી હતી, ત્યારે રોજ થોડું થોડું બચાવી, કઈક એકઠું કરીને ગલે બલા લીધી હતે તો, કરજનો બોજો ચઢીને સોનાનું પીતલ થતે નહી. એના મિત્રો એને વારેઘડીએ સમજ આપે કે જો તારો એવોજ વિચાર છે,તો તારે હમણાથીજ કરકસર કરી ચાલવું ને પાંચ પૈસા એકઠા કરવા કે તને કરજ કરવું ન પડે ને તે આગળ જતાં તને કામ આવે. પણ રજબ કોઈનું માને તેવો ન હતો. તેનાપર કશું

વિંત્યુ ન હતું. કરજની કેવી મજા છે, તેની તેને ખબર ન હતી. સોનાના ગાંઠાપર ફરતી કીડીને સહુ સોને સોનું જણાય છે, તેમ રજબના મને સહુ સોનેસોનુ અને સદા એમજ મોજમજામાં ચાલશે એમ હતું..

બનાવ એવો બન્યો કે કાલકાદેવીના રસ્તે, ઘોડાનો એક માતબર વેપારી નુસરતદીન હાલ ઘોડુંક થયું, ત્યાં આવી રહ્યો હતો. તે અરબસ્તાન ને ઈરાનના કેટલાક બંદરોથી ઘોડા આયાત કરતો હતો. તેના મુઝફ્ફરદીન ને મુનવ્વરદીન નામના બે છોકરા ને અસ્ગરીખાનુમ કરીને એક છોકરી હતી. ઘરમાં મીસરી ને કરમીરી બે ત્રણ બાંદીઓ તથા બીજા કેટલાક ચાકર નોકર પણ હતા. નુસરતદીન રોજ રજબને એ રસ્તેથી સાંજના પુલફટક થઈ જતો જોય અને તેને વિચાર આવે કે એ નવલશા તે કોણ હશે? એક દહાડે નુસરતદીન, રજબને ઊપર બોલાવી પુછપરછ કરવા લાગ્યો. પણ રજબ હમેશના રાબેતા પ્રમાણે અકડાઈમાં અકડાયલો હતો, તે વળી પાધરે પાધરૂં બોલે? વિવેક શું ને વાત શું, તે તો એની બલા જાણે. એતો જેવો માણસ તેવી વાત. નુસરતદીન બોહોળા અનુભવવાળો હતો. તેણે જોઇ લીધું કે રજબની પાછળ હજી મિસીસ લાગેલાં નથી, તેથી એ સર્વે ઠાઠમાઠ એને પોસાય છે, બાકી વાતમાં કંઇ માલ નથી. પણ અસ્ગરીખાનુમ એ વખતે ત્યાં હાજર હતી. તેણે કહ્યું "બાવાજી, આપણી પાસેની પેલી મીસરની ફેતનાબ, એ મીઆંને પરણાવી આપો તો કેમ?" નુસરતદીનને એ ઠીક લાગ્યું, અને તેણે ફેતનાબને દીવાનખાનામાં

બોલાવી. ફેતનાબ દીવાનખાનામાં આવી ને શરમથી નીચું



મ્હોડું કરી ઉભી રહી.

"આ જોઈ?" નુસરતૂદીને રજબને કહ્યું "તારે લાયકની આ મીસરની અબલા છે ખુબસુરત છે, જો નેકા કરી લઈ જાયતો ચોકડું બેસાડી આપું. કેમ, છે મરજી?"

મરજી શું? ભાવતું હતું ને વૈદે બતાવ્યું. ખુશી ખુશી થઈને રજબે તે કબુલ કીધું. બે સો રૂપીઆંનું કરજ કરી, દુલહન માટે ઝાંજર, કંઠી ને કંઇ રેશમી સાડી, ચોળી વિગેરે લીધું ને ધામધુમ કરીને ચાર દહાડે ફેતનાબ-બીબીને ઘરમાં પણ લાવી બેસાડી. ઘર શોભી રહ્યો. રજબ ઘરનું રાંધ્યું સીધ્યું ખાતો થયો ને સહુ ચલકતું સોના જેવું લાગ્યું. પણ સબર. કરજ, કરજ.

મિસરની ફેતનાબ.

મીઆંએ ગોમાજીનું કરજ કીધું હતું. તેથી હવે એક તરફ તેનો હફતો ભરવો ને બીજી તરફ જ્યાં એકનો ખરચ હતો, ત્યાં હવે બેનો ખરચ ઊપાડવો હતો. તેથી હવે તો જેમ તણાય તેમ તાણવું. સાંજના પાંચ વાગે પ્રારંભ થવાને બદલે, હવે રાતના બારવાગા સુધી બેલના પૂછડા મરોડવા પડયા. હવે ફરવું ક્યાં ને મ્હેમ ક્યાં, નાટક શું ને આતવાર શું, કસ્ણી સદરીઓ કેવો ને ટોપી કેવી, ને નથી બુટ કે નથી રૂમાલ. હવેતો મોજ મઝા ને રજાણ વચ્ચે ઘણું છેડું થઈ ગયું. વળી દુકાળમાં અધીક માસો, તેમ બીબી બહુ બરકતી હતી. દર વરસે એક બચ્ચું ઝટ દઈને ઘરમાં કુદી પડે. ચાર વરસના અરસામાં તો રજબનું રસીલું કુટંબ ચાર પાંચ જણની સંખ્યાપર પહોંચ્યું. શાબાશ ! તાણ બાપૂ તાણ. ગમે તેમ કરે, પણ પુરૂં ખાય તો લુગડો નહી ને લુગડો કરે તો રોટલી નહી. બીચારાના હાલ હવાલ થઇ ગયા ને કંગાલ અવસ્તાએ ઘેરો ઘાલ્યો.

* * * * *

સાંજના પાંચ વાગ્યાનું વખત હતું ને કાલકાદેવીના રસ્તે માણસોની તથા ગાડીઘોડાની પુષ્કળ આવજા ચાલુ હતી. અસ્ગરીબાનુમ પોતાના ઘેરપર બારીમાં ઊભી ઊભી રસ્તાનો તમાશો જોઈ રહી હતી અને એક કંગાલ ચીથરે હાલ માણસ એક મુરદાલ બેલની જોડીને ખેંચતો ખેંચતો એ રસ્તેથી લઇ જતો દેખાયો. તે જેવો નુસરતદીન સોદા-

ગરના ઘર આગળ આવ્યો કે બરોબર રસ્તાની વચ્ચે ટ્રામ-વેના પાટાપર તેમાંનો એક બેલ બેસી ગયો. તેને ઊઠાડવા માટે, તેણે ઘણીએ ખેંચતાણ કીધી, લાકડીઓ મારી, તોપણ બેલ ઊઠયો નહી. બેઊ તરફની ટ્રામ ગાડીઓ અટકી પડી, ન બેલ ઊઠે. ને ન ટ્રામવેને રસ્તો મળે. તમાશો જોવા લોક ભેળું થયું, તેઓએ પણ બેલને ઊઠાડવાની મેહેનત કીધી. ટ્રામવે કંનડકટરોએ ચાબુકો ફટકાવ્યા પણ કેમે કરતાં બેલતો ઉઠયો નહી. હવે કરવું કેમ? બેલવા-ળોતો ડંગ થઈ વિચારમાં પડયો. અંતે રહી રહીને તેને એક રામબાણ ઈલાજ સુઝી આવ્યો. ઝટ તેણે લોકોને છેટે કીધા. તે બેલ પાસે ગયો અને પોતાના હાથે બેલનું એક કાન



પહોળું કરી, નમીને બેલના કાનમાં તે જોરથી બૂમ મારી

બોલ્યો "ચાલ, ઊઠેછ કે નહી, કે બૈરી પરણવું? જોતો નથી? અસ્ગરીખાનુમ બારીમાં ઊભી છે, વળી કોઈ ચાકરડી તને પણ પરણાવી મુકસે, માટે ઉઠીને ચાલ."

આ જોઈ લોકો તો તેની બેવકુફી પર હસવા લાગ્યા, પણ સહુની અચરતી વચ્ચે, બેલતો ઊઠી ઉભો થયો ને હવે જાણે સમજુતીપર આવ્યો હોય તેમ, પાધરે પાધરો ચાલવા મંડયો. બેલવાળાએ નીસાસો મુકીને સહુને કહ્યું "ભાઇઓ શું હસોછો? એજ રામબાણ ઇલાજે તો મને નરમ ઘી જેવો કીધો છે. મને એ જાનવર જેટલી પણ અક્કલ ન હતી અને હું ફસી મુવો છું." **એ કોણ? એ રજબ.**

---

## માંઆં—આહીમસે.

માહીમમાં દરસાલ મગદુમશાહ પીરનુ ઊરૂસ થાયછે. એ ઊરૂસનો મહીમા ઘણો છે, ત્યાં ઠાઠમાઠ સારૂં થાય છે, અને લોક પણ બહુ ભેળું થાય છે. એ માટે મુંબઇ ને માહીમ વચ્ચે ઘણી એકસટ્રા ટ્રેનો આખો દહાડો ને રાત ફરતી રહે છે.

એક વેળા એ ઊરૂસ જોવા, હું મુંબઇથી માહીમ જવા નિકળ્યો. ગ્રાંટરોડના સ્ટેશનપર આવ્યો. મેં ટીકીટ લીધી ને ગાડીમાં બેસવા જતો હતો. એવામાં એક ઓળખીતો મીઆં મળ્યો. મેં પુછી જોયું "કયું મીઆં સાબ, કહાં ચલે?"

"અંજી મ્હેમકુ" ધામધુમમાં કડાકાથી તે મીઆંએ ઝડપમાં જવાબ દીધો "આજ મગધુમશાહકા સન્દલ હએ સન્દલ."

એમ કેહેતો તે દોડાદોડી કરતો ગાડીમાં બેઠો. હું પણ ગાડીમાં બેઠો ને ટ્રેન ઉપડી ચાલી. થોડી વારમાં ટ્રેન માહીમના સ્ટેશનપર આવી ઉભી. હું ઉતર્યો ને ઉરૂસ તરફ ચાલ્યો. બરોબર ઉરૂસમાં સાંજના ચાર વાગે પુગ્યો. આસપાસ ફરતો ફરતો ને દુકાનો જોતો કરતો હું દરગા પાછળ દરીએ કીનારે જઈ નિકળ્યો. ત્યાં તરેહવાર રમત ગમત ચાલતી હતી. નાનાં નાનાં છોકરાંઓ, આંખ મિચામણી, છુ બચ્ચા છુ, ગેંડ રે ગેંડ ને એવી બીજી નાના પ્રકારની રમત રમતા હતા. જવાન જવાન છોકરાઓને જરીના સધરીઆ—ટોપી ને નેટના કે જામદાનીના પેરણ પેહેરેલા હતા ને તેઓના હાથમાં રેશમી અથવા મરીનાના સાદા કે ઝાલરના રૂમાલ લટકતા હતા." તેઓ કેટલાક પતંગ ચગાવતા, કેટલાક આટાપાટા રમતા, કેટલાક નાંગેરીઓ રમતા, કેટલાક ભડીકોડી રમતા ને કેટલાક સેત્રંજ, ચોપડ કે પાનાની રમતમાં મશગુલ હતા. કેટલાક માણસો રાજા પ્રજાની વાર્તાઓ કહેવામાં ને કેટલાક સાંભળવામાં હતા. કેટલાક અહીં તહીંની ગપસપ ને ઠઠા મશ્કરીની વાતો કરતા બેઠા હતા. કેટલાક ગંભીર સ્વભાવના માણસ, આજુબાજુના, દરીઆના, અને આકાશના કુદરતી દેખાવો જોતા જોતા ફરતા હરતા હતા ને કેટલાક બેઠે બેઠે જોતાં હતા. આજુબાજુ ક્યાં ક્યાં સ્રીઓ ભેળી થઇ બેઠી બેઠી સર્વ રમત ગમત જોતી, સાંજની દરીઆની થંડી લેહેરો લેતી હતી.

એ રીતે જેને જેમ ગમતું તે તેમ સાંજની દરીઆ કાંઠેની મજા ભોગવતું હતું.

હું પણ ફરતો ફરતો એક બાજુ રેતીપર સારી જગ્યા જોઇને બેઠો. એવામાં મારૂં ધ્યાન, મારેથી થોડેક છેટે બેઠેલા ચાર પુરૂષો તરફ ખેંચાયું. પાઘડીઓ તેઓની મોટી પણ સાદી હતી ને બાકી પેહેરવેશ સઘળો સાદો ને સુતરો હતો. દાઢી તેઓની અડધો અડધો ગજ લાંબી હતી પણ તેમ મૂછ ઝીણી ઝીણી હતી. તેઓ અધોળ વયના દીસતા હતા. તેઓ વાતચિંત કરતા હતા, પણ તે એક ને એક પાધરી ભાષા બોલતા ન હતા. પણ બે ચાર બોલ ફારસી, તો બે ત્રણ બોલ પંજાબી, વળી એક બે બોલ ઊરદુ, તો એક બે બોલ હીંદુસ્તાની, એમ સટર પંટર મીશ્ર ભાષા બોલતા હતા. મને જરા ગમ્મત જેવું લાગ્યું ને હું તેઓપર ધ્યાન રાખી બેઠો. કેટલોક વખત જવા પછી જ્યારે સમી સાંજનો વખત થયો, ત્યારે તેઓ ઊઠયા ને કીનારા પર આગળ આગળ ચાલતા દૂર જવા લાગ્યા. વધૂ કાંઇ જાણવાની આતુરતાથી હું પણ તેઓની પાછળ પાછળ અખાડા કરતો ચાલ્યો. તેઓ કેટલેક દુર જવા પછી, રેતીપરની એક જગા પસન કીધી. ત્યાં તેઓએ પાઘડી ઊતારી મુકી ને પાણીથી તેઓ વઝૂ કરવા લાગ્યા. હું જરા છેટે, જાણે કશામાં નથી, તેમ થઇને બેઠો. તેઓ વઝૂ કરી આવ્યા, ને ચારે જણ ભેળા થઈ, નમાઝ પહડવા લાગ્યા. જ્યારે એક રકઅત પડીને

પાછા ઊભા. થયા ત્યારે કાંઈ ખણુ-ખણાટ થયો. તે સાંભળી—

એક કહે—દર દરીયા ગડબડ સડબડ ચીસ્ત?
બીજો કહે—નમીદાનમ કે કુત્તા યા બિલ્લીસ્ત.
ત્રીજો કહે—દર નમાઝ બુલીદન જાયઝ નીસ્ત.
ચોંથો કહે—ચે મન ન બુલીદમ ખુબીસ્ત.

સારાંસ કે—પેહેલાએ કહ્યું' "આ દરીયામાં વળી ગડબડ સડબડ કેવી થાય છે?" બીજાએ ઊતર વાળ્યો "હું નથી જાણતો કે કુત્રો છે યા બીલાડી છે." ત્યારે ત્રીજાએ નસીહત દીધી કે "નમાઝ પઢતાં વચ્ચે બીજું કશું બોલવાને હુકમ નથી." છેલ્લે ચોથાએ ખુશી થઈ જણાવ્યું "હું ઘણું સારૂં કરૂં છ કે હું કશું બોલતોજ નથી."

આ સાંભળીને મને હસવું આવ્યું. મેં ત્રીજા ને ચોથાની અક્કલને આફરીન કીધી. તેમાં પણ ચોથાની અક્કલ તો બહુજ વધે. તેઓ વીશે વધારે જાણવાની મારી આતુરતા હવે જતી રહી ને દીવા થવાનું વખત પણ થયું હતું. હું ત્યાંથી ઊઠી હસ્તો હસ્તો ચાલતો થયો. વળી ઊરૂસમાં ફરતો ફરતો સ્ટેશનપર ગયો. ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબઇ આવી ઘેરે પહોંચ્યો.

ચાર પાંચ દહાડે મને વાંદરે જવું હતું. હું ગ્રાંટ-રોડના સ્ટેશનપર ગયો, તો લાગ ચોઘડીએ મને તેજ મીઆં મળ્યો, જે મીઆં પેહેલે માહીમના ઊરૂસમાં જતાં

મને થાંટરોડના સ્ટેશનપર મળ્યો હતો, ને જેને મેં પુછ્યું હતું કે "કયું મીઆં સાબ, કહાં ચલે ?" અને જેણે મને અકડાઇમાં ને અકડાઈમાં કડાકાથી ઊતર વાળ્યો હતો કે " અજી મ્હેમકુ" હમણા તે આવેલી ટ્રેન-માંથી ઊતરી આવેલો હતો. પણ હમણા ફરક માત્ર એટ-લોજ હતો કે તે નરમ ઘી જેવો ને રડતી સુરત જણાતો હતો. પેહેલે જે પગમાં જોર હતું તે હમણા કયાં ? હાલતાં ચાલતાં પેહેલે જે અકડાઇ હતી તે કયાં ? મેં પુછ્યું:—

"કયું મીઆં સાબ, કહાંસે આએ ?"

"અજી માઆ—આહીમસે" એમ નરમ નરમ રડતા અવાજે મને મીઆં સાહેબે ઉતર વાળ્યો.

હું સમજ્યો કે મીઆં ધકાધુકી ખાઈ ધરાઇ ગયો છે ને વળી ફુલુસ માફીસ.

---

## બોપના હમ, શરબલા.

કાઠિયાવાડ જીલ્લાના કોઈ નાના ગામડામાં ચાર—પાંચ ઘર નામના મુસલમાનોના હતા. વસવું સદા હિંદુઓમાં જેથી તેઓને કલમુ પઢતાં પણ પાધરૂં આવડતું ન હતું. એક દહાડે તેઓએ સાંભળ્યું કે પાસેના ગામમાં એક મુલ્લાં આવેલો છે, જેથી તેઓ પાંચ છ જણ થઇ તે ગામમાં મુલ્લાંપાસે ગયા અને તેને કેહેવા લાગ્યાકે "હાહેબ હમને કરાન હીખવશો?"

મુલ્લાંએ કહ્યું "મોટી ખુશીથી. બોલો—બિસમિલ્લા હિર્રહમા નિર્રહીમ."

આ સાંભળી એક ગામડિયાએ કહ્યું "બધઃ બોએ બાપરે! ઈટિલું બધું તી કયમ આવડે? બાપુ ઝરા થોડું થોડું હિખવોની જે તી યાદ રીએ. વલી પસે બીજું કેહેજો."

મુલ્લાંએ કહ્યું "ઠીક છે, થોડું લ્યો, બોલો–બિસમિલ્લા."

ગામડિયાએ કહ્યું "બીશમીલા, બસ બીશમીલા. હા ઈટિલું યાંદ કરી, પસી બીજું હિખવા આવશું"

એમ કરી તેઓ ત્યાંથી બીશમીલા–બીશમીલા બોલતા બોલતા નિકળ્યા. એક બે કોસ મંજલ કાપ્યા પછી તેઓ એક બીજાને પુછવા લાગ્યા. એકે કહ્યું "ભાય, આજે હું હિખ્યા? મારી જીભે અટકેલું સે હો. આ શું, ફરીને તે આ—"

"બસ ભુલ્યોની? હું કહું–ભરશલા"

"તમે બેહુ ભુલ્યા. ભરશલા નહી પણ શરબલા."

"ના, હું ભુલ્યો નથી. મારા બાપના હુમ ખાઈ કહું–ભરશલા"

એ રીતે થોડા કહે–બાપના હુમ શરબલા ને થોડા કહે–ભાયના હુમ, ભરશલા. અંતે ખરૂં શું? શરબલા કે ભરશલા તે નક્કી કરી શકયા નહી. તેઓ ત્યાંથી મુલ્લાં પાસે પાછા આવ્યા ને પુછવા લાગ્યા "મુલ્લા હાબ, તમોએ હમને હું હિખવ્યું, શરબલા કે ભરશલા?"

મુલ્લાંએ સમજાવી કહ્યું "અરે, શરબલાએ નહી ને ભરશલાએ નહી, પણ કહો–બિસમિલ્લા."

આ સાંભળી એક ગામડિયાએ કહ્યું "આ શરબલાએ રીયું ને બરશલાએ રીયું ને આ બીશમીલ્યું થયું. બાપુ હુવેતો બીઝું કાંઇ, ની ફરેની?"

---

"બાવાજી, તમો કેહોછ કે આજે એક રૂપીઓ હાથથી ઉતરી ગયો તે શું?"

"બેટા, હાથથી ઉતરી ગયો, તે જાણે ખોવાઈ ગયો, એટલું નહી સમજતો?"

"ત્યારે હું ખોઊં, તે જાણે ખોયું ને તેના તમે મને ફટકા મારો, ને તમે ખોઇ નાખો તે જાણે હાથથી ઉતરી ગયો અને હવે તમને માયજી ખાસડાં નહી મારે?"

---

## કુવ્વતે બાહુ.

### ખરી બનેલી વાત.

હું ઘરમાં હતો. રાતે દસ વાગી ગયા હતા. હું સુવાને પથારીપર ગયો પણ મે મહિનાની ગરમી હતી, જેથી મને ઉકળાટ થવા લાગ્યો. મેં કહ્યું જરા સોડા બરફ પીઊં તો કંઇ થંડક વળે ને ઉંઘ આવે. પણ જોયું તો ઘરમાં સોડા છે પણ બરફ નથી. હવે કોણ લાવે? ઉપરટપકેનું કામ કરવાને ન્હાન્યો હતો, પણ તેતો દસ વાગેનોજ ચાલી ગયો હતો. બીજો કોઇ પણ ન હતો. પીરૂ પોતાના રૂમમાં સુઈ ગયો હતો, તેને વળી કોણ ઊઠાડે છે? હું દરવાજો ખોલી

ચાલીમાં આવ્યો. જોઉં છું તો સોમુ સુતો છે. હું ઘેરની આગલી બાજુએ રહેતો હતો ને પાછલી બાજુંપર બીજું એક કુટુંબ રહેતું હતું, ને વચ્ચે ચાલી આવેલી હતી, ત્યાં સોમાની પથારી હતી. સોમુ સુતારનું કામ જાણતો હતો અને તેથી પોતાનું ગુજરાન કરતો હતો. તે સ્વભાવે ભોલો ને મન–મોજીલો હતો. ખીસા ખાલી થયા તો કામ પર જવું ને પુલુસ છે તો હરી ફરી ખાઇને ખલાસ કરવા. કશું ઘર–ધાર ન હોવાથી સોમુ ત્યાં ફેવર લઈ પડયો હતો. મેં ધાર્યું કે એ મન–મોજીલો તો છે, પણ કંઈ નહી, જરા છાપરે ચડાવીને કામ લઈશું. મેં કહ્યું "સોમા જાગેછ કે શું?"

"હા" સોમાએ પડે પડેજ જવાબ દીધો "જાગું છું તો ખરો"

"તો બા" મેં કહ્યું "જરા નાકાપરથી દોડીયાનું આઇસ તો લઈ આવ."

"આઇસ? શેઠ આજે તો તકલીફ માફ કરજો."

"ભલા માણસ તું એવો પક્કો માણસ થઇને આજે એમ કેમ?

"શેઠ હું ખુશીથી જાઉં પણ આજે મેં શીરો ખાધો છે."

"શીરો ખાધો છે!" હું અચરત થઈ બોલ્યો "ત્યારે તો તારા પગમાં જોર આવ્યો હશે."

"નહી શેઠ, એમ નથી" સોમુ સમજ આપવા લાગ્યો "હમણાજ ખાધો છે, તેથી કશું કામ કરૂં નહી."

"એમ કાંય?" મેં વધુ અચરત થઇને કહ્યું "જરા ફરી હરી આવે તો હજમ થાયની?"

"તરત હજમ થઈ જાય તેટલા માટેજ નથી જતો." સોમાએ ખુલાસો કીધો. "ત્યારે તમે સમજ્યા શું? તરત હજમ કરીને શું કરવું હતું? એતો તમો શેઠ લોકોનેજ પાલવે. એમ હજમ કરી નાખ્યું ત્યારે તો જાણે ખરચેલા પૈસા પાણીમાં ગયા. હું તો ખાઇને લાગલો સુઇ જાઊં. એથી સવાર સુધીમાંતો રગેરગમાં પસરી જાય ને જરા અંગે લાગે."

મેં કહ્યું "ઠીક છે, એ પણ અક્કલ આવેલી કોઈ દહાડે કામની છે."

---

## રામબાણ મેન્થલ.

ઘેલા દરજીનું એક દહાડે માથું દુઃખવા લાગ્યું. ઘણી વાર સોસ્યું પણ હલકું પડે નહી. અંતે તે કંટાળીને હીરજીભાઇ હલદરના ઘરે ગયો કે શેઠ આપણા જાણીતા છે, તે કંઇ દવા આપશે. શેઠ માયાળુ ને હસમુખા હતા. કલકત્તામાં એવણની દીકરીને બુચી અવતરેલી હતી જેને આજે જબલો ટોપી વિગેરે મોકલવાનું હતું, તેનુ પારસલ કરતા શેઠ બેઠા હતા. જ્યારે ઘેલો આવી ઉભો ત્યારે હીરજીભાઇ પુછવા લાગ્યા "કેમ? તું વળી શું કામ આવ્યો?"

"શેઠ, મારૂં માથું દુઃખે છે, ખમાતું નથી, કંઇ દવા આપશો ?"

શેઠ ઘણા કામમાં હતા તેમજ તેવી કશી દવા પણ ન હતી તેથી શેઠે કાસર કહાડવા કહ્યું "હું કંઈ ડાકટર છું ? મારી પાસે કશી દવા નથી" પણ ઘેલો તો કાલાવાલા કરવા લાગ્યો. "શેઠ તમો નશીબવાનનું હાથ લાગશે તો પણ બસ છે. માંટે કંઇભી લગાડોની"

અંતે હીરજીભાઇએ કહ્યું "ચાલ આમ આવ, સામુ ઉભો રહે જોઉં ?"

ઘેલો સામુ થઈ ઉભો. શેઠની હાથમાં તે વખતે નાલીયરનું કોટલું હતું, જેમાં છ માસનું ગંધ મારતું ગુંધર ભરેલું હતું. તેમાંથી ઝટ પાંચ સાત બરશ ભરીને ગેલાનાં આખા કપાળે અને નાકપર, તેના ખૂબ લપેડા લગાડી દીધા ને ઉપર રૂઉ મુકી, સફેદ રીંછનો અવતાર બનાવી દીધો, અને કહ્યું "એની પર પાણી નાખતો નહી ને ચાર દહાડા વેર એ કહાડતો ના, પછી એની ખુબી તું જાણશે. કોઈ દહાડે તારૂં માથું દુખશેજ નહી."

ઘેલો એમનો એમ જ્યારે દુકાનપર ગયો, ત્યારે બીજા દરજી આ રીંછને જોઇને હસવા લાગ્યા, અને વાસથી કોઇએ પાસે બેસવા પણ ન દીધો. પણ ચાર દહાડા રાખેતો વળી કોઈ દહાડે માથું દુખશેજ નહી. એમ હોવાથી, ઘેલો સહુથી આઘે આઘે બેસીને પણ ચાર દહાડા કહાડયા.

આ સસતા ને સુતરા ઈલાજની અસર વીષે હીરજી-

ભાઇ ચાર દહાડે તેની દુકાન પાસેથી નિકળ્યા, ત્યારે ઘેલાને પુછવા લાગ્યા "કેમ ઘેલા, લેપની કેવી અસર છે?

"અરે શું શેઠ, એની વાસથી તો કોઇ પાસે બેહવાએ દીધો નહી."

"પણ માથું કેમ?"

"માથું ઉતરી ગયું સાહેબ."

"ઉતરે કેમ નહી? ઉતરવાનીજ દવા હતી તો. વળી પણ કોઇ વખત આવજે."

હીરજીભાઇ કહે છે કે એ વાત ખરેખરી બનેલી છે. તે પછી એ દરજી બેવાર એજ લેપ ચોપડાવી ગયો છે.

---

## શરીર સંરક્ષણ.

ગાંગા ગામડીયાને એકાદ દહાડાની મજલે બીજે ગામ જવું હતું. તે સવારમાં એકાદ દજન ઢેબરાનું ભાથું સાથે લઇ સફરે નિકળી પડયો. અગીયાર વાગ્યા સુધી રસ્તો કાપ્યા પછી તેને ભૂખ લાગી. તે એક ઝાડના છાંયડામાં ભાથું છોડી ખાવા બેઠો. તેને ઘણી ભૂખ લાગી હતી, જેથી ડપોડપ અડધી રોટલીઓ તો ચાંપી ગયો અને ઉપરથી ખુબ પાણી પી કરી ને ઉઠયો. એ બનાવ એક વૈધરાજ જે એ રસ્તેથી જતો હતો તેણે દીઠો. તે ગાંગાને કહેવા લાગ્યો "અરે ભલા માણુસ આ શું? તંદરૂસ્તીના કાયદાથી તેં ઊલટું કીધું. તેં છ છ રોટલી ખાધી ને ઉપરથી એટલું પાણી ઢીચ્યું?

એથી તો દરદ થાય, તે માટે અડધું ખાતા થયા કે વચ્ચે થોડું પાણી પીવું. પાણી બરોબર ખોરાકની વચ્ચે આવવું જોયે."

"હશે, પણ તમે કોણ સો સાહેબ ?

"હુ વૈધ છું, તેથી સમજીનેજ કહું છું."

"ત્યારે તો તમારૂં પણ માનવું જોઇએ. ઝરા ખમો સાહેબ" એમ કહીને તે ફરીથી ભાથું છોડી બેઠો અને બાકી રહેલા છ ઢેબરા બોલતા બોલતામાં જોભરી ગયો અને તે વૈધને કહેવા લાગ્યો "બશ સાહેબ, પાણી વચ્ચે થયો ?"

---

## પત્યાળું.

સોલુ સટાક અને ખુસરૂ ખાધરો બેઊ મિત્ર હતાં. એક દહાડે તેઓ સાથે ફરવા નીકળ્યા. જુમામસીદ આગળ મીઠાઇવાળાની દુકાન પાસે આવી લાગતાં બેઊએ પાવલી પાવલી કહાડી આઠ આનાનો હલવો લીધો, અને એક જગાપર બેસી ખાવા લાગ્યા. ખુસરૂ કહે "સોલુ, તારો બાપ પણ જબરો હતો, ભલા સાથી મરણ પામ્યો?" સોલુ કહે "અરે યાર મારા બાવાની શું વાત કરે છે, એ તો એવો હતો કે ભલા ભલા માણુસ એની આગળ પાણી ભરે, એ કોઇને ગણકારે કે?" અને એણે આ કીધું, તે કીધું, પેહેલુ કીધું, પછી એકાએક તાપ આવ્યો, પછી આ દાકટર આવ્યો, પછી તે દાકટર આવ્યો, પછી પેલો દાકટર આવ્યો, ઈત્યાદી ઇત્યાદી એ રીતે કેટલીકવારે સોલુએ વાત પુરી કીધી ને ખુસરૂએ હલવો પુરો કીધો.

હવે સોલુ સમજ્યો કે એ ખાધરાએ તો મને ઠગ્યો ખરો પણ હવે બીજી વખતે એની કસર વાળીશું.

ચાર દહાડે પાછા તેઓ સાથે થઈ ફરવા નિકળ્યા ને વળી ચાર ચાર આના કહાડીને ભાગમાં હલવો લીધો ને સાથે જમવા બેઠા. સોલુને આગલી કસર કહાડવી હતી તેથી પેહેલે બોલ્યો—ભાઈ ખુસરૂ તાંરો બાપ કેમ મરણ પામ્યો?

ખુસરૂ—ઝાડપરથી પડયો ને મરી ગયો.

સોલુ—અરે તે કેમ? વાત તો કર.

ખુસરૂ—કેમ બેમ કાંઈનહીં રે, બસ પડયો કે મરી ગયો.

સોલુ—અરે પણ કંઈ દાકટર બાકટર કે કંઈ વાત ચીત?

ખુસરૂ—કાં-આંઆઈ નહીં. આ પડયો ને મુવો બા.

સોલુ—જા બા એમ શું? તું કંઈ બરોબર કહેતો એ નથી.

ખુસરૂ—શું કહું? કાં-આઆઈ નહી, બસ પડયો ને મુવો.

સોલુ—બસ એટલામાંજ?

ખુસરૂ—ત્યારે દમ તે કેટલું?

## લટઈ ધનકી.

કચ્છમાં આવેલા ભુજ શેહેરમાં ત્યાંના રાજાની સવારી નિકળી. ઘણા લોક તે જોતા ઊભા હતા. એવામાં એક બાઈ તે સવાંરી જોઈ અચરત થઇને બીજીને કહેછે “ અરે ધનકી, લટઈ જો તો ખરી, દરબારતો રૂપાની પાલખીમાં બેઠા જાયછે ”

"લટઈ ઇમાં શું ?" ધનકીએ ખુલાસાથી જવાબ દીધો. "ઇતો રાજા છે, રૂપાની મુકી ને ગોળની પાલખીમાં બેસે ને વળી ગોળ ખાતો જાય તો તી પણુ ઈને પાલવે."

## જંગી સિપાઇઓ.

પોંત્યાપુરના લંશ્કરના સિપાઇઓને પગાર વીસ વીસ પચીંસ પચીસ રૂપીઆંનો અને વળી તેઓ છુટા ફરતા હરતા હુતા. પણ બાપડા દરજીઓને તો રોજ રાતના બે-બે વાગ્યા સુધી વહીતરૂં કરવું પડે, તે છતાં કમાણી હાલહવાલ હુતી. એ દેખીતો જુલમ ત્યાંના મેરાઇઓ સાંખી શકયા નહી. તેઓ સર્વે મલીને રાજાપાસે જઇને અરજ કીધી કે "હુમોને લશ્કરના શીપાઇઓ બનાવવાં ને જુનાઓને મુચી દેવા. ઇથી હરકારને પણ ગણ થશે. લુગડાંલટાં હુમો હાથે હીવી હાંધી પેહેરીશું ને હથિયાર પણ થોડા ખપશે, કેમકે તલવાર અને ભાલાથી હુમારા ગજ કાતર કાંઇ ખાંડયા જાય તીમ નથી. પેટમાં કાતરનો ગોદો ને માથે ગજનો ફટકો મુચ્યો કે દશમનનું ભાર શું ?" રાજા ઘણુંએ સમજાવે કે જેનું કામ તેજ કરે, માટે તમોને તમારો સુઇ–દોરોજ ભલો છે. પણ કેમે કર્યા દરજીઓ માને નહી. અંતે રાજાએ તેઓને સુંઠનું સ્વાદ ચખાડવાનો ઠરાવ કરીને તેઓમાંથી લશ્કર ઉભો કીધો અને જુનાઓને હાલ વેળાં રજા આપી. એથી જુના સિપાઇઓ ગામમાંથી બહાર નિકળી ગયા અને તેઓ બલવો કરવાની રાજાને ધમકી આપવા લાગ્યા. રાજાને

તેઓપર ચઢાઈ મોકલવાની ફરજ પડી અને લડવા જવાને રાજાએ મેરાઇઓને હુકમ કીધો.

પણ લડાઈનું નામ સાંભળીને કેટલાક દરજીઓને કોઈ દહાડે નહી ને આજેજ પેટમાં આંકડા આવવા લાગ્યા, કોઇ કોઇનું માથું દુ:ખવા લાગ્યું, કેટલાકને ધધડીને તાવ આવી ગયો ને કેટલાકને આંખો આવી ગઇ. તોપણ હજી ઘણા શૂરા મેરાઇઓ હતા, તેઓ તૈયાર થયા ને પોતાંના પેટંટ હથિયાર ગજ-કાતર લઇ, કવાયદ કરતા લડાઈ કરવા



"હેડો હેડો" કરતા તેઓ ગામ બહાર આવી લાગ્યા.

ઊતરી પડયા. ગામ બહાર તેઓ બહાદુરીથી કૂચ કરતા આવી લાગ્યા, પણ હવેતો રામડોલી! કોઈની આગળ ચાલ-

વાની હિમ્મત ચાલે નહી. ઘેલો કહે "ડલા તું પેહેલો થા" ને ડલો કહે "ડાહ્યા તુંજ આગળ ચાલ" એમ ઘણીવાર રકઝક ચાલી. અંતે પગલાએ સુચવ્યું કે "આપણે જોખમ ખેડી ત્યાં એકદમ અડોઅડ શું કરવા જઈએ? આ બે કોશ છેટે રીહેલા ભલા. તમો ગાળો તો ભાંડો, તેઓમાં જોર હશે તો ખબર પડી રહેશે."

પ્લૅન તો સહુએ પસન કીધો. બે ગાઊ છેટેથીજ ગાળો ભાંડેલી ભલી. પણ ત્યારે ગાળ દે કોણ? ડલો કહે "ઘેલા તું ગાળો ભાંડ" ને ઘેલો કહે "બેચર, આપ ગાળ આપ" એ રીતે ડલો કહે ઘેલાને ને ઘેલો કહે પગલાને. પણ કોઈની છાતી ચાલે નહી. અંતે ઘણી ગડબડ ચાલ્યા પછી, ચાર બહાદુર મેરાઈઓએ પોત પોતાને ભાગે આવતી, વાંકા વળી વળીને નીચે પ્રમાણે કટકે કટકે ગાળ દીધી:—

પેહેલો—મારા—આ—

બીજો—હાડા—આ—

ત્રીજો—રોંડના—આ—

ચોથો—છો કયાં—આ?

હ્યો, ગાળતો આપી ચુક્યા. પણ તે સાંભળેછ કોણ ને જાણેછ કોણ? મેરાઈઓના દુશમન તો હ્યાંથી બે કોસ દુર પડેલા હતા. તેઓ ત્યાં રાંધવા કરવામાં, ખાવા પીવામાં અને ગપસપ હાંકવામાં બેઠા હતા. પણ આણીગમ દર-જીઓને તો જોર આવ્યો અને તે સહુ ગજ–કાતર લઈને

દુશ્મનોની છાંવણી પર દોડી ગયા. એકાએક લશ્કરના આવવાથી પેહેલે તો તે સિપાઇઓ પણ ચમકી ગયા, પછે જોયછ તો, આ તો દરજીઓની ગજ–કાતરવાળી ફોજ છે. ત્યારે તેઓએ કશા હથિયાર ચલાવવાની પણ અગત જોઈ નહી પણ કોઇએ ચૂલામાંનુ લાકડું છુટું માર્યું, કોઇએ પથ્થર છુટું માર્યું, કોઇએ છાણું છુટું માર્યું ને કોઇએ ચિપ્યો ફેંકયો. એ રીતે જેને જે હાથ આવ્યું તેણે તે છુટું માર્યું. એથી દરજીઓમાં તો ગભરાટ થયો. ગજ–કાતર સહુના કયાંના કયાં ઊડી ગયા અને પાઘડી સંભાળે તો પોત્યું નથી ને પોત્યું સંભાળે તો પાઘડી નથી, અને અલલલ——અધધધં—બાપરે બાપરે——મુઓ મુઓરે, એમ રાડેરાડ ને હાય હાય કરતા જીંવ લઈ, કશું કાંઈ જોયા વગર એક-એકની આગળ ધસતા નાહાસવા લાગ્યા. કેમ, જોઇ પહેલવાની ? હજી છે, સબર.

આ નાહાસેલા દરજીઓ ગામના જાંપા આગળ આવીને ભેળા થયા. તેઓએ તપાસ કીધી તો તેઓમાંથી બે જણ નથી. આસેપાસે મેદાનમાં શોધ–ખોળ કરતાં કરતાં અંતે બેહુ મળી આવ્યા. પણ તેમાં એક તદન બેભાન હાલતમાં હતો. કશી શુદ્ધ–સાન હતી નહી. તે તો મરી ગયેલો જણાતો હતો. બીજો સખત ઝખમી થયેલો, મોટેથી રાડ–રાડ કરતો મળી આવ્યોં. હવે શું કરવું ? પોક મુકતાં રાજા પાસે જવા વગર કશો છુટકો નથી. જેથી તેઓએ બેહુને પાલખીમાં નાખીને રાજાની કચેરીમાં લઇ ગયા.

રાજા ઘણો દીલગીર થયો. તેને બહુ દયા આવી ને તેઓની સારવાર કરવાને વૈધને હુકમ કીધો. પેહલે વૈધે જે દરજી મરી ગયેલો જણાતો હતો, તેની તપાસ કીધી ને કહ્યું "આતો મરી ગયેલો છે, માટે એને બાળવા લઇ જાઓ."

સર્વે દરબારીઓને દયા આવી ને તેઓ દીલગીર થયા. કેટલાક બેરાઇઓએ "રામ બોલો"ની પોક મુકી ને કેટલાક તેના સગા-વહાલા કુટવા લાગ્યા. પણ તરત સહુની અચરતી વચ્ચે તે મુરદો તો ઊઠી ઊભો થયો અને તે કહેવા લાગ્યો "બાળોછ કોને? હું તો જીવતો છું" અરે તારૂં નખ્ખોદ જાય, પણ એમ કરવાનું કારણ? તો કહે "મને મરદું સમજી કોઇ દશમન મારે નહી, તી માટે હું ઢોંગ કરી પડયો હતો." હાલો હારૂં થયું. ભગવાનની કૃપા થઇ.

પછી વૈધ બીજા સખત ઘાયલ થયેલા દરજીને જોવા લાગ્યો. પણ જોય શું? દરદ ઘણું હતું તેથી હાથ લગાડવા દે કેમ? તેની તો રાડ-રાડ નિકળી જાય "**અરે ઘાએ વાગ્યો ને કીડાએ પડયા રે!!!**" સહુને ઘણી દયા આવવા લાગી. પણ તેઓ વધુ અચરત એથી થયા કે એવો તે શાનો ઘા હશે કે તેમાં કીડાએ પડી ચુકયા. અંતે રાજાના હુકમથી તેને દસ-બાર માણસોએ ધરયો અને વૈધે તેનો જખમ તપાસ્યો. પણ ત્યાં તો કશો જખમ ન હતો, તેમ કીડાએ ન હતા. ત્યારે શું હતું? દરદ શાનું હતું? આટલી બૂમે-બૂમ શાની હતી? વૈધે જખમ પરથી જેને તે કીડા સમજી સુઓ હતો, તે હાથપર લઇને તેને દેખાડયા અને ચીડથી તેને

ધપ્પો મારી બોલ્યો "નામર્દ આ તો રીગણના બી છે."

"ઇમ કે ! ત્યારે કોઈ નહી."

એ તો બાંફેલો રીગણો લાગ્યો હતોને તેના બી વળગી રહ્યા હતા. કમબખ્ત મેરાઇની ભૂલ થઈ કે તે બીને કીડા સમજી આટલું ગોંધલ કરી મુક્યું.

## સંભાળજો.

દસ વાગી ગયા હતા. મને બહાર કામે જવું હતું જેથી કપડા પેહેરી જ્યારે હું ઘરના દરવાજાથી બહાર નિકળ્યો, ત્યારે મારી બઇરીએ કહ્યું "હીરાજી હીરાજી, સાંભળોછ કે? ઘી થઈ રહ્યું છે, જતાં જતાં લઇને મોકલી દેજો, નહિતો બપોરનાજ લુખ્ખે લુખ્ખું ખાવું પડશે."

"વારૂં વારૂં, મોકલી આપુંછું" એમ કહીને હું આગળ ચાલ્યો. ઘીવાળાની દુકાન થોડેક છેટે નાકાપર હતી. ત્યાં પોહોંચતા મેં ઘીના બે-ત્રણ નમુના જોયા ને એક પસન કરી ભાવ કીધો. મેં કહ્યું "દસ સેર તોલી આપ."

"કેમ સેઠ, તપેલું લાયાછ?" ઘીવાળાએ પુછયું "કે મારા તપેલામાં આપું?"

મેં કહ્યું "તારાજ તપેલામાં આપ ને પે-લા લીમજીભાઈના ઘેરની બાજુમાં નીચેજ હું રહુંછું. તુ જાણેછ ની? ત્યાં જલદી પુગાડજે."

એમ તાકીદ કરીને મેં પૈસા ચુકવી દીધા ને હું મારે કામે ચાલી ગયો. બપોરના એક વાગે હું પાછો ઘેરે આવ્યો

ત્યારે મારી બઇરીએ પુછ્યું. "કેમ હીરાજી? ઘી માટે તપેલું ઇહાંથી મંગાવી લીધું, તે કયાં? ઘી તેનાજ તપેલામાં આવ્યું, ત્યારે તેણે મેં પુછ્યું તો કહે–તપેલું તો કંઈ આવ્યું નથી. એમ કેમ?"

મેં કહ્યું "કોણે તપેલું મંગાવ્યું તું? હું તો કાંઇ જાણુતો નથી."

"એમ વળી શું કહોછ?" મારી બઇરીએ સમજ પાડી "તમો ગયા ને થોડીકવારે એક હેલકરી આવ્યો, તેણે કહ્યું, તૂપાસાટી તપેલા દયા, સેઠની માંગવીલા, ને મેં તો તેને તપેલું આપ્યું, ને વળી શું?"

આ સાંભળી હું ઘીવાળાની દુકાને ગયો. તપાસ કીધા પણ કશો પતો મળ્યો નહિ. રહી રહીને મને સમજ પડી કે હું ઘેરથી બહાર નિકળ્યો તે વેળાએ મારી બઇરીએ મોટેથી ઘી મોકલવા માટે કહ્યું હતું તે રસ્તાપરના કોઇ બદમાશ હેલકરીએ સાંભળીને મારા જવા પછી તે ઢોંગ કરીને તપેલું મારી ગયો.

---

## જાત જાતના બેલ.

"માયજી પેલો બેલ આવેછ."

"કોણુ? તારા બાવા? મરમર રાન મેટ."

"અરે, નહીરે તે બેલ નહી, તમે બી શું અબાડો બાળોછ? હુંતો રસ્તાપરથી આપણા બારણામાં ખરેખરો બેલ આવેછે તે સારૂ કહુંછ"

"શું, ચાર પગનું કે? હવે સમજી, લે લે લાકડી લે, હાંકી કહાડ"

# ગોમાજી મારવાડીની હિસાબની રીત.

## વ્યાજ લેવા માટે ઇંગ્રેજી મહીનાઓની ગણત્રી.

ઝાંગવારી, પીપલવારી, મારચ, અપરેલ, કોપરેલ, દીવેલ, એ'ડીચેલ, મેહ, જુન, ઝુલાઇ ઇત્યાદી—એમ ગણવું.

## ગાટીઓને સમજાવવા મહીનાઓની ગણત્રી.

કાતીક, મારગછર, પૂસ, માહુ, ઇમગા, શિમગા, ફાગુન, હોલી, ચૈત, વૈશાખ ઇત્યાદી—એમ ગણવું.

## ગાટીઓને બેઆની પુરી કરી આપવાની રીત.

દેડકીચા લુબાન ને દેડકીચા ઊદ
દેડકીચા ઘી ને દેડકીચા તુપ

માલ ચાંગલા ફાર ને પૈસે જાલે ચાર
દેડકી મીં દેલી ને દેડકી તું ગેતલી
પૈસે જાલે સા ને ઘરી જાવુંન પા
બાકી દેડકી દોન તે નાહીં મનતે કોન?
ગે હી ઢબ્બુ રોક ને હીશુબ ઝાલા ચોખ.

## ધરપચ કરી એકના બે લખાવી લેવાની રીત.

પોંસ રૂપીઆ મૈં દીધા ને પોંસ રૂપીઆ તૈં લીધા, થીઆ દશ ? કરો સઈ, હસ્તે પુતે.

બાવા—ઓ હો! ગરમી કેટલી પડેછ! આંગ સઘળું પીગળી ચાલ્યું.

છોકરો—હા બાવા, બઉ ગરમી છે. સવારના તમોએ આપેલો રૂપીઓ પીગળીને જુઓ, આ બેઆની થઇ ગયો.

એમ કહેતાં છોકરાએ બાવાને બેઆની દેખાડી સાબેત કરી આપ્યું.

---

## જડી-બૂટી

પેમલા ગાંધીને એક દહાડે પાસેના ગામમાં જવું હતું, તેથી સવારના પરોઢીયામાં ભાતું બાંધીને સફરે નિકળી પડયો. ગામ બહાર દેવીનું એક મંદીર હતું, તેની બહાર કેટલાક અતીત ને જોગીઓ વસ્તા હતા. પેમલો ત્યાં આવતાં જોયછ તો જટો—જોગી ભોંયપર લાંબો થઇ પડયો છે. પેટ તેનું ફુલેલું જણાતું હતું અને ઘણા દરદથી તે બૂમ-બરાડા મારી રહ્યો હતો. કેટલાક જોગીઓ તેની આજુબાજુ ભેળા થયલા હતા. કોઇ તેને હવા કરતો કોઇ પાણી પાતો ને કોઇ તેનીપર ધંતર—મંતરના ફુંકારા પુંકતો હતો. પેમલે પુછ્યું "એને શું થયું છે?" તો કોઇએ કહ્યું—ઇસકે આંગમેં ભૂત હુએ, કોઇએ કહ્યું—જાદૂકી અસર હુએ, કોઇએ કહ્યું—પરીકે છાયેમેં આયા હુએ, કોઇએ કહ્યું—નઝર લગી હુએ, ને કોઇએ કહ્યું—પેટમેં બલા હુએ.

એ પ્રમાણે જેને જેમ ધ્યાનમાં આવ્યું તેણે તેમ કહ્યું. પણ ખરી વાત તો એમ હતી કે આગલો દહાડો જન્માષ્ટમીનો હતો. તે દહાડે ઘણા હિંદુઓ મંદીરમાં આવતા જતા હતા અને બહાર તરેહવાર દાન પણ કરતા હતા. તેમાંથી આપણા જટાને શીરો—પુરી, લાડવા વિગેરે મીષ્ટાનની ખાસી મણની ભરતી હાથ લાગી હતી, જે રાતની રાતમાંજ તે ઝોભરી ગયો હતો, એમ તેનું ભંડાર ભરપૂર થવાથી તેને અજીરણ થતાં તેનું પેટ ફુલ્યું હતું, અને હમણા તેના દરદથી તે લાંબો થઇ પડયો હતો. બાકી ભૂત કેવો ને પરી કેવી.

પ્રેમલો, ગાંધી હોવાથી ઘરગતુ આલડા-સુલડા જાણતો હતો. તેણે તેનું પેટ ફુલેલું જોઇ કહ્યું "કુછ ફીકર નહી, ભૂત પલીત સબ ભાગ જાયંગે, ઇસ્કુ એક તોલા સન્ચળ ખિલાઓ, અચ્છા હો જાયગા"

પછી એક જણ તોલો સંન્ચળ લઇ આવ્યો અને તેણે જટાને ખવાડી. રહી રહીને જટાને તેથી ચાર પાંચ જુલાબ થયા, પેટમાંનુ અજીરણ ખાલી થયું, દરદ હલકો પડયો ને થોડીવાર પછી તો તે હુશિયાર થઇ બેઠો.

હવે એક દહાડે એવું બન્યું કે જટાને ત્યાં કશું ખાવાને મળ્યું નહી, જેથી તે માંગવાને શેહેરમાં ગયો. તે એક ઘરના દરવાજાપર આવતાં એક સ્ત્રીને જોઇને બૂમ મારી બોલ્યો "માઈ કુછ દિલવા દે, જોગી ભૂખા હુએ" એ સ્ત્રી રાજાની અણમાનેતી રાણીની દાસી હતી. એનું

નામ કમળાદાસી હતું. એનો પતી "કસ્તુરદાસ" જેવજીરને ત્યાં ચાકરીએ હતો. હમણા કમળાદાસી ઘરમાં એકલીજ હતી. તેણે ભૂખ્યો જોગી આવેલો જોઇને તેને જમાડયો. પછે જોગી જવા લાગ્યો ત્યારે કમળાએ હાથ જોડી કહ્યું "હે મહારાજ હમને પેટ ભરનેકુ નોકરી કરતે કરતે ઊમર કાટી હુએ ઔર કુછ સુખ પાયા નહી. અબ તુમ અએસી આશિષ દ્યોં કે મેરા પતી નગરસેઠ હો જાવે ઔર હમ કુછ સુખ દેખે" આશિષ શું દે? જટાને તો સન્ચળ યાદ આવી ગઇ. એજ સન્ચળ ભૂત બલાથી પુગી વળી હતી ત્યારે નગરશેઠ થવું તે શું? જટાએ એમ સઘળું પીળું એટલું સોનુ જાણી કહ્યું "તુમ અપને પતીકુ એક તોલા સંન્ચળ ખિલાઓ તો ભગવાન બડી કૃપા કરેગા"

કમળા ભોળી હોવાથી તેને જટાપર વિશ્વાસ આવી ગયો અને રાત્રે તેણીએ કસ્તુરદાસને એક તોલો સન્ચળ ખવાડી દીધી. થોડીકવારે કસ્તુરદાસને પેટ છુટવા લાગ્યા. ઘેરની પાછળ એક ખાડો હતો ત્યાં બે ત્રણ વાર તે વાડે જઇ આવ્યો, પણ તેથી એક તોલા સન્ચળની અસર પૂરી થઈ નહી. જેવો ત્યાંથી આવે કે પાછો લોટો ભરી જવું પડે. અંતે તે કંટાળીને બઇરીને ગાળો દેવા લાગ્યો. "રાંડ આપણે બાપ—દાદે ગુલામગીરી કરતા આવ્યા તે વળી સન્ચળ ખાઇને નગરશેઠ બનવાના હતા? મારો આણુ લેવા તું એ સન્ચળ ખવાડી છે. ચાલ હવે

પાણીની ધાગર તે ખાડામાં રાખી આપ કે ત્યાંજ ખરચુએ બેઠો રહું, ને જ્યારે ઠીક લાગશે ત્યારે ઘરમાં આવીશ ”

કમળાનું મોહોડું ઉતરી ગયું. તે હવે પસ્તાવો કરવા લાગી કે મારા ક્યાં ભોગ લાગ્યા હતા કે જોગીના કેહેવાપર હું ભુલી. પણ હવે શું થાય? તે એમ પસ્તાવો કરતી કરતી તે ખાડામાં પાણીની ધાગર મુકી આવી ને કસ્તુરદાસ ત્યાં જઇ હીસાબ ચુકવવા બેઠો. કેટલીકવાર રહીને જ્યારે તેને પેટ આવતો બંદ પડયો ત્યારે તેણે ઘરમાં જવાનો વીચાર કીધો. તે હાથ ટેકવી ટેકવી ખાડામાંથી ચઢવા લાગ્યો, પણ વચ્ચે આવતાં તેના પગથી માટીની એક કબાડ તૂટી પડી અને તે નીચે ગબડતો ચાલ્યો. હાડકાં પાસલાં નરમ થઇ ગયાં. પણ કબાડ તૂટતાં જે માટી ખરી પડી હતી, તેની નીચે સોનાથી ભરેલી એક કડાઈ પૂરાના જમાનાની હતી, તે કસ્તુરીઆને દેખાઈ આવી. “રામ રામ!” તેને બૂમ નીકળી ગઇ “આ શું ચમત્કાર?” જોયછ તો સોનાના સીક્કા છે. હવે તેને નવો જોર આવ્યો, હિમ્મત આવી ને તે કડાઈ બહાર ખેંચી કાઢવા લાગ્યો. એવામાં કસ્તુરીઆની અચાનક “રામ રામ” ની બૂમ સાંભળીને, વળી શું થયું તે જોવાને કમળા ત્યાં ગભરાટમાં દોડી આવી ને પુછવા લાગી “કેમ, શું થયું?”

“ થશે શું? આ તો વીજળી પડી, ગાંડી જો તો ખરી, આ સોનાથી ભરેલી કડાઈ છે, ચાલ હાથ લગાડ હવે ઊપાડી જઇએ ”

કમળા ખુશી થઇ ને જોગીના ગુણ ગાતી ગાતી કડાઇ ઉપાડવાને મદદ કરવા લાગી.

જોકે કડાઇ ભારી હતી તોપણ તેઓ પડતાં ખડતાં જેમ તેમ ઘરમાં ઘસડી ગયા. જે સ્વપને પણ બનવાનું નહી, તે તો જટાંના પ્રતાપે રાતની રાતમાંજ ખરેખર બન્યું ! ત્યારે આપણા જટાને કમળાદાસી ભુલે કેમ? સવાર થતાં તે કેટલુંક સોનું તથા તરેહવાર ચીજોથી થાલ ભરી, તેને ભેટ આપી આવી. એટલુંજ નહી પણ પછી તે વારે ઘડીએ તેને ભેટ તથા ભોજન મોકલતી હતી. જટો તે ભોજન ચેનથી ખાતો, વળી સાથે સાથે આસપાસનાઓને પણ આપતો હતો, જેથી કેટલાક તેના ચેલા થઇ ગયા. કોઇ ચેલો તેના પગ દાબે, કોઇ પંખો કરે, ને કોઈ ચલમ ભરી આપે. એમ સહુ તેની સેવા કરવા લાગ્યા ને સર્વ કોઇ તેને જટાનંદ જટાનંદ કરીને બોલવવા લાગ્યા.


કમળા ભેટ લઈ જાય છે

કસ્તુરદાસ હવે કસ્તુરચંદ બન્યો છે. કમળાદાસી હવે કમળાવંતી થઇ છે. એમ તેઓને દાસને બદલે ચંદની ઉપમા ને દાસીને બદલે વંતીની ઉપમા મળી છે. હવે તેઓ બાગ ને બંગલામાં રહે છે, સુંદર ફરનિચર વાપરે છે, ગાડી–ઘોડાની સેહેલ કરે છે, ચાકરો તેઓની સેવામાં હાજર છે ને એમ તેઓ સુખ ચેનમાં ગુજરાન કરે છે.

હવે આ શેહેરના રાજા ચંપાસેનની બે રાણીઓ હતી. રૂપસુંદરી અને ગુણસુંદરી. રૂપસુંદરીપર રાજાનો ઘણો હેત હતો અને તે તેની માનેતી હતી. ગુણસુંદરી તેના નામ પ્રમાણે સદગુણી હતી તે છતાં રાજાની અણુમાનેતી હતી. રાજાનો તેનીપર હેત થોડો હતો અને ભાયગેજ તે તેની કોઇ વખત ખબર લેતો. એથી ગુણસુંદરી હમેશા દિલગીર અને દુઃખી રહેતી હતી. આગળ કમળાવંતી આએ ગુણસુંદરીની દાસી હતી. એક દહાડે તે રાણી ગુણસુંદરીને મળવા ગઇ. જોયછ તો રાણી ઉદાસ બેઠેલી છે, માથાના વાળ વિખરાયલા છે, લુગડાં હાલ હવાલ છે ને બીજો પણ કશો સણગાર નથી. એનું કારણ કમળા જાણતી હતી. રાજાનું હેત એ રાણીપર નથી, તેથી તે ઉદાસછે, એમ સમજી કમળાએ રાણીને દીલાસો દીધો, તેના વિખરાયલા વાળ સરખા કીધા ને તેનુ માથું ગુંથવા લાગી. પ્રથમથીજ એક બીજાનું મન મળી રહેલું હતું, તેથી તેઓ હવે એક બીજાના સુખ દુઃખની વાતો કરવા લાગી. કમળાએ ફણી દેતાં દેતાં કહ્યું "ઇશ્વર ઇચ્છાથી જટાનંદ જોગીની મારાપર કૃપા થઇ, તેના થકી મારો પતી ધનવાન થયો ને હાલ હમે સર્વ વાતે સુખી છેચે." આ સાંભળી ગુણસુંદરીએ કહ્યું "જ્યારે એવુંજ છે તો હું રાજાની અણુમાનેતી છું જેથી હું ઘણી દુઃખી છું, માટે જો જટાનંદ મારાપર કૃપા કરે ને રાજાનો મારાપર હેત વધે

તો હું પણ સુખી થાઉં" કમળા કહે "એમા શું ? જોગીજી


તેઓ સુખ દુઃખની વાતો કરવા લાગી

મહાપ્રતાપી છે માટે કાંઇ ભેટ લઈ ચાલો તો આપણે દેવીદરસન મસે મંદીર આગળ જઇએ ને જટાનંદને તમારો દુઃખ જણાવીએ. એ વાત તો હું કહેવાની હતી પણ તમો જોગીપર વિશ્વાસ રાખશો નહી, એમ સમજી હું બોલી નહી." અંતે એ ગોઠવણ નક્કી થઇ.

બીજે દહાડે સવારમાં ગુણસુંદરી ને કમળા શેહેર બહાર મંદીરે આવી. દેવીના દરસન કરીને તેઓ જટાનંદ પાસે ગઇ. રાણીએ સાથે લાવેલી ભેટ તેના પગ આગળ મુકીને તે નમસ્કાર કરી બોલી "હે મહારાજ, મેં રાજાકી રાણી હું, મગર રાજાકી મેરેપર કુછ મયા નહી ઔર મએં અણમાનેતી હું, જીસસે મએં બહોત દુઃખી રહેતી હું. અબ તુમારી તારીફ સુનકર આઇ હું કે તુમારી કૃપાસે રાજાકી મએંભી માનેતી હો જાઉં ઔર ઉસકી મેરેપર મયા હોવેતો મએં સુખી હોઉં" કૃપા શું કરે ? એતો સન્ચળ તૈયાર હતી. સારૂ અજમાવેલો ઉપાય હતો. જટાનંદે કહ્યું "ભગવાન તુમારા કલ્યાન કરેગા, માઇ સબ દુઃખ ચિંતા

દૂર હો જાયગી, મગર તુમ એક તોલા સન્ચળ ખાઓ” જોગીજીના વચન સાંભળી, તેઓએ નમસ્કાર કીધી ને ત્યાંથી પાછી ફરી પોત પોતાને ઘરે ગઇ. ગુણસુંદરીએ એક તોલો સન્ચળ ખાધી, જેથી થોડીવારે તેને પેટ છુટવા લાગ્યા. રાણીનું બાદશાહી નાજુક શરીર ને એક તોલો સન્ચળ ! ડોઝ તો પૂરો મસાણીઓ હતો, પણ જટાનું ભાગ્ય જોરમાં હતું, તેમ ગુણસુંદરીનાં દહાડા બાકી હતા. તોપણ તે તદ્દન લોથપોથ મર્ણતોલ થઇ ગઈ, અને ચાકર—નોકર સર્વે તેણીની જીવવાની આશા મુકી બેઠા. રાજા હમણા રૂપસુંદરીના મેહેલમાં, માનેતી રૂપસુંદરી સાથે સેત્રંજ રમતા હતા.



રાજા રૂપસુંદરી સાથે સેત્રંજ રમતા હતા.

કિશ્ત, શેહ અને માહાતની વાત ચાલી રહી હતી. એવામાં

કોઇ નોકરે રાજાને જણાવ્યું કે રાણી ગુણસુંદરી હમણા ઘણી આજારી છે અને તેની જીવવાની આશા થોડી છે. રાજાને તે સાંભળી વિચાર આવ્યો કે હું હમેશા તેણીપર અણગમો રાખું છું, પણ હવે તેણી મરવાપર છે તો હું ફેરો મારી આવું તો સારૂં. એથી રાજા સેત્રંજ મુકીને ત્યાં જવા ઊઠયો. પણ એ રૂપસુંદરીને પાલવે કેમ? રંગમાં વળી ભંગ કેવો? તે રાજાને બાઝી પડી ને હમણા ત્યાં ન જવાને હુજત કરવા લાગી. રાજાના ઘણું સમજાવ્યાથી અંતે તેણીએ રજા આપી પણ કહ્યું કે "રમત પણ અધૂરી છે, માટે ત્યાંથી પાછા વેલા આવજો. જો મોડા આવશો તો હું બારણું ઊઘાડીશ નહી.

રાજા ગુણસુંદરીના ઘરે આવ્યોં, જોયછ તો તે ઘણી બેહાલ પડી છે. રાજાને ઘણી દયા આવી. તેની ખબર અંતર લેતાં ને વાત-ચિત કરતાં વખત નિકળી ગયો, જેનું રાજાને ભાન રહ્યું નહી. જ્યારે મોડું થયું ત્યારે તેને રૂપસુંદરી યાદ આવી તેથી તે ત્યાં જવા ઊઠયો.

રાજાએ રૂપસુંદરીના મેહેલપર પહોંચતા બારણુ ઊઘાડવાને કહ્યું. પણ રૂપસુંદરી કહે "હું ઊઘાડું નહી. આટલું મોડું કરી આવ્યા માટે તમને તે વહાલી છે તો ત્યાંજ રહો" એથી રાજાને માઠું લાગ્યું અને તેણે ગુસ્સામાં આવી કહ્યું "તું એટલી મગરૂરી રાખે છે? હવે તે જીવતી રહી તો આજથી તેજ મારી વહાલી રાણી છે" એમ કહીને રાજા પાછો ગુણસુંદરીના ઘરે ચાલી ગયો.

આ તરફ ગુણસુંદરીને હમણા પેટ આવતા કંઈક બંદ પડ્યા ને તે સેજ ઠીક થવા લાગી. એવામાં તેણી જોયછ તો આટલી વારમાં રાજા ફરીથી મારે હ્યાં આવેલા છે. રામ! રામ! એ કંઈ સન્યચળનો ચમત્કાર તો ખરોજ. આ વખતે રાજાએ રાણીને પોતાની સાંમે જોતી જોઇ, રાજા તેની પાસે ગયો ને હળવેથી કહેવા લાગ્યો "તંને સારી થતી જોઈ હું ખુશી થાઊંછું, હવેથી મારી વહાલી રાણી તુંજ છે કારણ કે પેલીની અદેખાઇ ને તારા સદગુણો મારી નજરે હમણા પડ્યા છે" હવે શું જોઇએ? રાજાના એ શબ્દો ગુણસુંદરીને નવો જીવ આપવાને પુરતા હતા. તેને ચોક્કસ થયું કે સન્યચળથી મારો દીવસ ફર્યો ખરો. તે મહાપ્રતાપી જોગી જટાનંદનું જેટલું ઊપકાર માને તેટલું થોડું છે. એ બનાવથી ગુણસુંદરીનો હૃદય ઘણો ખુશી થયો, અને તે એક બે દીવસમાં પુરતી તંદરૂસ્ત થઈ. પછી તે રાજાની માનેતી થઇને સુખમાં દહાડા ગુજારવા લાગી.

આએ નવી માનેતી પણ આપણા જટાનંદને ભુલે કેમ? નવીનવી ચીજો અને તરેહવાર ભોજન તેને વારેઘડીએ મોકલતી અને વારંવાર દેવી—દરસને જતાં આવતાં તેને નમસ્કાર કરી તેની ખબર અંતર લેતી હતી. વાહ! જટાનંદ તારો પેટંટ ડોઝનો અખ્તરો ફતેહમંદ નિવડયો. ગુલામડીને શેઠાણી બનાવી, અણમાનેતીને માનેતી કીધી, અને માત્ર જટા માંથી હવે તો તું જટાનંદજી થયો. શું કરવા દહાડે દહાડે તારા ચેલાઓ વધે નહીં? શું કરવા વધુ ને

વધુ તારા પ્રતાપ ગવાય નહીં? રખેને તું રોજ એક એક તોલો સન્ચળ તો ન ખાતો હોય ?

હવે ગુણસુંદરી એવું વિચારતી હતી કે રાજા આગળથી કંઈ અસુખી રહેશે તો મને માનેતી કીધાથી તે મનમાં પસ્તાવો ખાશે. તે માટે તેણી રાજાની ઘણી ઘણી સેવા કરવા લાગી, અને ગાયન-કળામાં ઘણી કુશળ હોવાથી વારમવાર તે કોઈ વાજીંત્ર વગાડતી ને કોઇકોઇવાર ગાયન ગાઇ રાજાનું મન રીઝવતી હતી. તોપણ જેમ જેમ દીવસ જતા હતા, તેમ તેમ રાજા શરીરે સુકાતો જતો હતો. એક પ્રસંગે ગુણસુંદરીએ રાજાનું મન રીઝવવા માટે સારા સારા વસ્ત્રથી સુંદર સણગાર કરીને રાજા પાસે સત્તાર વગાડવા લાગી ને તે સાથે ઘણું અસરકારક ગાયન પણ ગાવા લાગી. પણ જોયછ તો રાજાના મોહોડાપર કશી ખુશી નથી. બલકે તેના મનમાં મોટી ચિંતા હોય તેવું લાગ્યું. આ જોઈ તેણીએ સત્તાર મુકી દીધું ને કરગરી પુછવા લાગી "સ્વામીનાથ, તમારી કઈ સેવાઓ મારેથી થતી નથી? મને તે કહો, હું જાણુતી નથી, કારણ કે આગળ મારી પાસે તમો થોડુંજ રહ્યાછો. તમે દહાડે દહાડે આમ સુકાતા જાઓછો, ને દિલગીર રહોછો, તેથી હું દુઃખી રહું છું, માટે કૃપા કરી મારી ખામી મને જણાવવી." રાજાએ કહ્યું "મારી પ્રીય રાણી તું મારી સેવા એવી ઉત્તમ પ્રકારે બજાવે છે કે હું આગળ કરતાં ઘણો સુખી છું, પણ મારી આ શરીરનબળાઇનું કારણ કંઇક જુદું છે, અને તે તને



ગુણસુંદરીએ રાજાનું મન રીઝવવામાટે સારા સારા વસ્ત્રથી સણગાર કરીને તે સતાર વગાડવા લાગી ને તે સાથે ઘણું અસરકારક ગાયન પણ ગાવા લાગી.

કહેવા જેવું નથી ” પણ રાણી તે ઘણો આગ્રહ કરી પુછવા લાગી, જેથી અંતે રાજાએ કહ્યું “ રાણી આપણી આ રાજગાદીથી થોડાક કોસપર એક શેહેર છે ત્યાંના રાજા રાજસેનને છ આની ભરવી પડે છે, કે જે આજ લગભગ દસ વરષ થયા હું ભરી શકયો નથી. તેથી તે મોટો લશકર લઇ ચઢાઇ લાવ્યો છે. હમણા તે આ ગામથી બે કોસપર છાવણી કરી પડયો છે. તે પોતાની છ આનીની માંગણી કરે છે અથવા લડાઇ કરવા કહે છે. તે ઘણો બળવાન છે જેથી હું લડીને ફાવવાનો નથી. તેમ હાલ મારો એવો ખજાનો પણ નથી કે તેની છ આનીથી અદા થાઊં. એ ચિંતાથી કેટલોક વખત થયો હું સોસ્યો જાઊં છું ” આ સાંભળી રાણીએ કહ્યું “ઓહો! એમાં એટલી ચિંતા શું કરો છો? તમારી આગળ હું કેવી અણમાનેતી હતી? મારી પેલી દાસી કેવી દુઃખી હતી? તે બધું જોગી જટાનંદની કૃપાથી હમણા કેમ થયું છે? માટે કાલે તમો મંદીર આગળ જાઓ અને જોગીજીને તમારૂં દુઃખ જણાવો. જો તેણે કૃપા કીધી તો આપણી ફતેહ જ જાણવી.” આ સાંભળી રાજાએ તેમ કરવા કબુલ કીધું.

બીજે દહાડે રાજા થોડાક માણસો સાથે લઈ જોગી જટાનંદ પાસે ગયો. હવે પેલા ચડી આવેલા રાજાના કેટલાક જાસુસો હ્યાંનો રાજા શું ઉપાયો લીયે છે તેની ખબર લાવવા આ ગામમાં આવેલા હતા, તેઓને ખબર પડી કે મહાપ્રતાપી જોગી જટાનંદની સલાહ લેવા હ્યાંનો રાજા જાયછે, ત્યારે

તેઓ પણ તે પ્રસંગે ગુપ્ત વેશે ત્યાં જઇને ઉભા રહ્યા. ત્યાંનો રાજા જોગીજીને નમસ્કાર કરી બોલ્યો, “હે મહારાજ એક બડા રાજા મેરે સાથ લડનેકો આયા હુએ, યહાંસે દો કોસપર પડા હુએ, ઓર ઉસ્કી ફોજ મેરેસે બહોત બડી હુએ, અબ તુમ કૃપા કરો કે મેરી ફતેહ હોવે.” આપણા જોગીજીએ કહ્યું “રાજા કુછં ચિંતા મત કરો, ભગવાન તુમારા કલ્યાન કરેગા, કલ તુમારે સબં સીપાઇકુ એક એક તોલા સન્ચલ ખીલાકર લડનેકુ ભેજ દો કે તુમારી ફતેહ હો જાયગી.” જોગીનો આએ પેટંટ નુસ્કો લઇ તેને નમસ્કાર કરી રાજા પોતાની કચેરીમાં આવ્યો. ગામમાં એ વાતની ખબરં પડી, જેથી સન્ચળના ભાવ બેહેકી ગયા, ને વેપારીઓને તડાકો પડયો. રામ ! રામ ! હ્યાં મારો વેપારી લોભ દાબ્યો દબાતો નથી. જરા આગળથી ખબર પડી હતે તો દસ–વીસ ખાંડી સન્ચળ ત્યાં ચડાવી મોકલતે તો જરૂર પાંચ પૈસા કમાવતે. પણ બાજી હાથથી ગઇ. હવે વળી રશિયા ચઢાઇ લાવે ત્યારે વાત.

બીજે દહાડે સવારમાં ગામના ચોકમાં કાંટા લાગ્યા. તોલો તોલો સન્ચળ તોલાતો ગયો ને તે એક એક સિપાઇ ખાતો ગયો. એમ આખા લશ્કરના માણસો તોલો તોલો સન્ચળ ખાઇને લડવા તૈયાર થયા.

શેહેર બહાર નિકળતાં સરવે સિપાઇઓને પેટ છુટવા લાગ્યા, જેથી કોઇ હ્યાં, કોઇ ત્યાં હાજતે બેઠા. ઘણીવાર

આખા લશ્કરના માણુસ હેરાન હેરાન થવા બાદ તેઓ પછી હુશિયારીમાં આવ્યા અને આગળ કૂચ કરવા લાગ્યા.

હવે પેલા સાંબેના રાજા રાજસેનને ત્યાં એવું બન્યુ કે તેના જાસુસોએ પોતાના રાજાને જઈને ખબર આપી કે એક જોગીએ પેલા રાજાને તેના સીપાઈઓને એક એક તોલો સન્ચળ ખવાડી લડવા મોકલવાની સલાહ આપી છે; જેથી તે રાજાએ એવો ઠરાવ કીધો કે મારે મારા સીપાઇઓને દોઢ દોઢ તોલો સન્ચળ ખવાડી કાલે લડવાને મોકલવા. પણ પ્રથમથી તેવી વકી ન હોવાથી સન્ચળ કંઈ સાથે લાવેલી ન હતી, જેથી તે રાજાએ તરત માણસોને પોતાના ગામ તરફ દોડાવ્યા કે ત્યાંથી સન્ચળ લઈ આવે. તેના માણસો બીજે દહાડે કાંઇક દીવસ ચહડે સન્ચળ લઈ આવી પહોંતા, જેથી તે સિપાઇઓ મહોડેથી દોઢ દોઢ તોલો સન્ચલ ખાઇ લડવાને તેયાર થયા. એવામાં તેઓને પેટ છુટવા લાગ્યા, જેથી તેઓ સર્વે જંગલમાં આજુબાજુએ હાજતે બેઠા. હજી તો તેઓને પેટ છુટતાજ હતાને ઘણી હેરાનગતીમાં હતા, તેવામાં આ તરફનો હમણા હુશિયાર થયેલો લશ્કર ત્યાં જઈ પહોંચ્યો અને તેઓને આ રીતે ઠેકાણે ઠેકાણે હીસાબ ચુકવતા બેઠેલા જોઇને તેઓને નવો જોર આવ્યો અને તેઓ સારી કતલ ચલાવવા મંડયા. કેટલાકોને કાપી નાખ્યા, કેટલાકોને જખમી કીધા અને કેટલાકોને નસાડી મેલ્યા. એ રીતે તેના હાજતે લાગેલા લશ્કરનો પરાજ્ય કરી નાખ્યો, અને મોટી

શિકસ્ત આપી અને તે રાજા પાસેથી સામી છઆની લેવી લખાવી લીધી.

આએ ચમત્કારી ફતેહ કરીને આ તરફનું લશ્કર વાજતાં ગાજતાં ગામમાં પાછું વલ્યું, જેથી આખા ગામમાં ફતેહના પોકાર મચી રહ્યા, રાત્રે ઘેરેઘેર રોશની થઇ અને જ્યાં જુઓ ત્યાં ખુશી ખુશાલી પંથરાઇ રહી. બીજે દહાડે દરબારીઓ મોટું સરગસ ચડાવી, ઘણી ધામધુમ સાથે આપણા જોગીજી મહારાજને કચેરીમાં લઈ આવ્યા. રાજાએ તેને ઘણા માન સાથે પોતાની પાસેની બેઠકપર બેસાડયો અને નમસ્કાર કરી જોગીજીનો ઘણો પાડ માન્યો. ચારો તરફ જોગીજીના પ્રતાપની વાખવાખી થવા લાગી. રાજાએ અને બીજા અમીર ઉમરાવોએ ઘણી કિંમતી જણસો તેને ભેટ આપી અને છેલ્લે જય મહારાજ જય મહારાજના પોકાર કરતા એ દેવતા મહારાજને તેઓ મંદીર આગળ પહોંચાડી આવ્યા.

એ પછી ચંપાસેન રાજાએ જોગી મહારાજ જટાનંદજીને એક મનપસંદ મંદીર બંધાવી આપ્યું, કે જેને લોકો જટ-મંદીર કરીને કહેવા લાગ્યા. જોગીજી પોતાના ઘણા ચેલાઓ સાથે તેમાં રહ્યા, રાજા તરફથી તેને વર્ષાન મળવા લાગ્યું, તરેહવાર ભેટો અને ભોજનો વારમવાર આવવા લાગ્યાં, ઘણા માણસો તેના દરસન કરવા આવવા લાગ્યાં, ઘણું લોક માનતા ચડાવવા લાગ્યું અને આપણો આ જુનો

જટો જોગી, જેને પેહલે પુરી પાધરી લંગોટીએ પેહેરવા ન હતી, જે મીઠી વાસ લેવાને પણ નાકના નસકોરાં ચડાવી મ્હોડું દોઢ ગજ વિકાશતો હતો, ને જેને વાતવાતમાં ધપ્પો માર્યા વગર કોઇ વાત કરતો ન હતો, તે જોગી ને તેજ જટો હમણા મહાપ્રતાપી મહારાજ જટાનંદજી બની પોતાની જીંદગી દેવતાઇ રીતે ગુજારવા લાગ્યો. **તથાસ્તુ.**

---

## કેવો દયાળુ !

"અરે યાર મારો મામો બહુજ આજારી હતો. હું આજે જોવા ગયો હતો તો શું ઇજા! શું ઇજા! તોબાહ! તોબાહ!! પણ ઠીક થયું કે મરી ગયો, નહીં તો કોણ જાણે શુંજ થઇ પડતે!!"

---

"સાકરની સોનબાઇને ખસખસની ઠેસ લાગી
તો કે, દોડો રે દોડો, વૈધડા તેડાવો,
બાપડા માટીડાનું માથું ફુટયું, તો કે,
કંઇ નહી રે કંઈ નહી, જરા તપકીર દબાવો."

---

શિક્ષક—પેસુ, જેન્ટલમેન એટલે શું?
પેસુ—જેન્ટલમેન એટલે મુતરડી.
શિક્ષક—હેં! એ કયાંથી શિખ્યો?
પેસુ—મુતરડી પરથી.

---

## શેઠનોજ જોડો.

શેઠ–ગોરધન તું ઘણો આળસુ છે. જે તે કામ કાલપર રાખ્યા કરે છે. એતો કીધું તે થયું, માટે આળસ કેવું? જટ કરી નાખીએ કે એટલી પંચાત ઓછી.

ગોરધન–ત્યારે શેઠ તમે મને પગાર કાલે આપવા કહ્યોછે તે આળસ મુકીને આજેજ ચુકવી આપોની, કે એતો પંચાત ઓછી થાય.

---

## માર્કિટ કસ્ટમ.

"કેમ ગુલુ, કંઇ વકરો કીધો કે?"

"હા, કીધો તો ખરો, પણ કંઇ માલ નહીં."

"તે કેમ વળી? માલ કેમ નહીં?"

"આજે કોઇ ઓળખીતો ગરાક મુવોછ ક્યાં?"

---

## શું બીસાદ?

મારે એક ટેબલ–લાંપ લેવો હતો, તે માટે હું માર-કીટમાં મારા એક ઓળખીતાની દુકાનપર ગયો. સાહેબ-મેહેરબાન થયા પછી મેં એક લાંપ જોઇ પસન કરી કહ્યું:—

"કેમ સાહેબ, આનું શું આપુ?"

"તમારી નજરમાં આવે તે આપોની, એમાં શું બીસાદ"

"પણ એમ કેમ થાય? દોસ્તીનું હક છે તો, વધુ નહીં પણ પાવલી ખાટીને તો કહો."

"વાહ વાહ! શું વાત કીધી સાહેબ. તમો પાસેથીજ પાવલી ખાટીને પુરૂં થશે? બીજા ગરાક નથી?"

"વારૂં ચા—લો, પણ મુદ્દલતો લેશોની?"

"હા, એમ કહો. પોણાઆઠ રૂપીઆ આપજો, લઈ જાઓ."

"બસ, પોણાઆઠ રૂપીઆ! એતો ઠીક છે. એને એક બાજુએ મુકો. હું આ કાળબાદેવીપરથી થઈ, ઘેરે જઈ નોકરને મોકલું છું, તેને આપજો."

મારા પ્રીય ઓળખીતાએ તે લાંપ બાજુએ મુકાવ્યું, ને હું સાહેબ-સલામ કરી ત્યાંથી છુટો થયો. મેં મારકીટ કસ્ટમ વીશે સાંભળ્યું હતું, માટે જરા તપાસ કરવાને હું મારેથી એક અંજાણ્યાની દુકાનપર ગયો અને બધી વાતે તેવો ને તેવોજ લાંપ પસન કરીને સવાછ રૂપીઆમાં ઠેરાવી ઘેરે લઇ ગયો.

## સેહેલી ભાષા.

કચ્છી ભાષા બોલનારાઓ નીચેનો કચ્છી વાકય સેહેલાઇથી સમજી શકશે.

### ડિંગ દડો ને કુપો કછમેં.

## પાંડુ-ઑલજીબ્રા.

એક માલીપાસે ૩૦૦ અંજીર હતા જે તેને વેચી નાખવા હતા. તેથી તેણે તેમાંથી પોતાના પેહેલા છોકરાને–૧૦૦ બીજાને–૮૦ ત્રીજાને–૬૦ ચોથાને–૪૦ અને પાંચમાંને–૨૦ અંજીર આપ્યા ને તે પાંચે છોકરાઓને બજારમાં વેચવા મોકલ્યા, ને તેઓને કહ્યુંકે જોકે તમોને મેં ઓછા વધુ અંજીર આપેલા છે તોપણ તમો સહુ તે સરખે ભાવે વેચજો અને સરખી રકમના પૈસા ઊપજાવી લાવજો.

હવે એ પાંડુ–માલી સવાલ કરે છે કે મારા એ અભણ છોકરાંઓ તે અંજીર સરખા ભાવે વેચીને સાંજના સરખે સરખા પૈસા મને લાવી આપ્યા. ત્યારે હવે કહો કે તેઓએ કેમ અને શું ભાવે અંજીર વેચ્યા ને તેઓ કેટલા કેટલા પૈસા લાવ્યા.

---

એક ઠેકાણે આંધળો, બેહેરો, લંગડો, લુલો ને નાગો મળીને પાંચ ફરમાસુ માણસો ભેળા થઈ બેઠા હતા.

આંધળો કહે—ઓ પેલી વાડીને કીડી ધાય છે તે હું સાફ દેખું છું.

બેહેરો કહે—હા હા, કીડી ધાય છે તેનો તો અવાજ પણ હું સાંભળું છું.

લંગડો કહે—અરે તેતો હું દોડીને જોઈ પણ આવ્યો.

લુલો કહે—તમો એવું બોલો છો કે હું તમોને પકડીને પટકી નાખું.

ત્યારે નાગાએ કહ્યું—હવે મુક મુક, મારા તો કપડાં પણ ફાટી ગયાં.

---

## લયલા મજનુ.

એક કંજુસને ઘી ખાવાનું મન થયું તેથી તે ઘી લેવાને ગયો. પણ જ્યારે દોઢિયું આપવાને તેણે પોતાની મુઠ ઉઘાડી ત્યારે તે પોતાના પ્યારા દોઢિયાને ટીકી ટીકી જોવા લાગ્યો. એમ જોતાં જોતાં તેની આંખમાં પાણી ભરાઈ ગયાં ને અન્તે તે રડી પડતો બોલ્યો—રે દોઢિયા, મારા પ્રાણાધાર, મારેથી તું જુદો પડે છે તેથી તું દિલગીર છે? તું વફાદાર રડતો જાય ને હું ઘી ખાઉં! ના, કદી નહી. શાને તું રડે છે? આ તારા આંસુ જોઇને મારા પેટમાં આંકડી આવે છે.

દોઢિયું રડે છે! દોઢિયાને આંસુ!! આજુ બાજુના માણસો અચરત થયા ને તેઓ તેના હાથમાં જોય છે તો તેના હાથમાંનું દોઢિયું પસીનાથી ભીંજાઇ તર થયલું હતું.

---

## શૉર્ટ ઍન્ડ સ્વીટ

હમારા એક આડતિયાએ દેશાવરથી ખરીદી માટે હમને એક કાગળ લખ્યો. તેમાંની કેટલીક વિગત હમોએ જેમ તેમ ઉકલાવી કહાડી પણ એક લીટીમાં લખેલું હતું કે

**હગઅમરનકપરમકલજ.** હમો તે ઘણી માથાફોડ કરવા છતાં ઊકલાવી શકયા નહીં. વલ્લભ, દુલ્લભ, ભાણા ને દામા એ મેતાઓને વંચાવી જોયું પણ કોઇનું મગજ પહોંચ્યું નહીં. અંતે હમારા ગરધર પટલ (ગીરધર પટેલે) ઊકલાવી કહાડયું. તે કહેવા લાગ્યો કે ઇતો હાફ લખેલું સે કે **હીંગ મરી ને કોપરા મોકલજો.**

## હુશીઆરી કોઇના બાપની છે?

એક મેહેતાજીએ કૅટલોગ પુરતી વખતે બધા છોકરાઓને કહ્યું કે "ચાલો, જે છોકરાઓ હાજર હોય તેઓ **હાજર–સાહેબ** બોલજો .પણ જે ગેરહાજર હોય તેણે કંઈ બોલવું નહી."

## શ્યાણો ઇરાની.

આદર ઇરાની કામથી પરવારીને રાંધણીમાં બેસીને મોટેથી રાગડો તાણી શાહનામું વાંચતો હતો. એવામાં બાઈનું ત્યાં આવવું થયું. જોવેછે તો આદર બબે મીણબતી સલગાવી રાગડો તાણે છે.

"મરેરે મુવા મેટ! કોના બાપની દીવાળી? આ બબે મીણબતી શું કામ બાળી મુવોછ?"

"નૉઇ, બૉઇ, ગાલ શાની આપેછ. બે મીનભાતી નાથી. યૅક ઊતા, થેના મેં બે ખાટકા કરીને બાળે છ."

ખુદાયજી ખએર કરે.

# એવોબી કલજુગ થશે કે!!



"હવે ચાલો વેહેકો, હું સફરચંન હમણા ખલાસ કરૂંછ."
"હાજી, હ્યોજી, પણ ડીયર તમે જરા મજબુત બેસજોજી."

## ચેત્યો ભલો.

પોત્યાદાસ એક દહાડે વીશીવાળાને ત્યાં જમવા ગયો. વીશીવાળાએ દાળ-ભાત પાસે મુકી ને વીશીના પૈસા માંગ્યા. પોત્યાદાસને તે ખોટું લાગવાથી જરા ગુસ્સે થઈ બોલ્યો "તને કંઈ વિવેક છે કે નહીં? હજીતો જમ્યોએ નથી ને તું પૈસા માંગે છે? કોઈ ભામટો બામટો જોયોછે?"

"નહીં શેઠ નહીં" વીશીવાળાએ કહ્યું "ભામટો બામટો હું કેહેતો નથી પણ કાલે એક માણસે જમતાં જમતાં ઊલટી કીધી, તે તરત મર્ણ પામ્યો ને મારા પૈસા ગયા, તે માટે હું પેહેલેજ પૈસા માંગુ છું."

---

## હમબી નવાબ ભરૂચકે.

મારૂં નામ રાજુ હજામ. હું મોટા શેઠ લોકોની હજામત કરૂં છું. એક વેળા હું મમલા-સેઠની હજામત કરતો હતો, એવામાં શેઠના એક ચાકરે આવીને શેઠના હાથમાં તાર આપ્યો. શેઠે તાર વાંચી ને ખુશીથી હસતું મોઢું કીધું. એવી તે શું ખબર હશે? શું કામ શેઠ હસ્યા હશે? એમ મારા પેટમાં કાંઇ કાંઇ થવા લાગ્યું. મેં પુછ્યું:—

"કેમ શેઠ, લાભના સમાચાર છે ના?"

"લાભ ન હોયતો હમારૂં ચાલે કેમ? બે બંડલ ચામડાના માંડવી મોકલ્યા હતા, તેમાં બે સો રૂપીઆ મળશે.

તેના વેચાણુનોઃ તાર હતો. પણ તું તો હજામ તે વળી વેપારની વાત શું જાણે?"

આપણે તો ચુપ થઇ ગયા ને હજામત કરવા લાગ્યા. બે બંડલમાં બે સો રૂપીઆની કમાઇ! મેં વિચાર કીધો કે મેં હજામત કરી કરીને રૂપીઆ આઠસો નવસોના ઘરેણા ઘડાવીને મારી રાજલીના અંગે નાખેલા છે. તે ઘરેણા જો પાંચ દહાડા ગીરવી મુકીને હું ચામડાનો વેપાર કરૂં તો વળી આપણો પણ દહાડો ઉપર થાય ખરો, ને હું હજામ તે શું જાણું? તેની શેઠને પણ ખબર પડે. એ રીતે મારા મનમાં ગડબડ-ગોટા હોવાથી મેં શેઠની હજામત બે ત્રણ ચપકા મુકીને પૂરી કીધી ને ત્યાંથી ઊઠી ચાલતો થયો.

હું ઘેરે આવ્યો, મારી રાજલીને સમજાવી કુસલાવીને ઘરેણાં લીધાં ને તે મારવાડી પાસે ગીરવી મુકી રૂપીઆ સાતસો ઊપાડયા. એ પછી એક દલાલ હસ્તકથી મેં ચામડાં ખરીદ કીધાં, તેના બે બંડલ બંધાવ્યાં ને માંડવી જનારી આગબોટપર મોકલી દીધાં.

બીજે દહાડે તે આગબોટ ઊપડનાર હતી. મારે પણ તે સાથે જવું હતું, તેથી હું તૈયારી કરવા લાગ્યો. હજામતના મારા અસ્રા, કાતર, અધલખી, પતરી વિગેરે ભાનીમાં જેમતેમ ખોસી નાખીને તે ઘરના છેડા ખુણે નાખી દીધી ને હું ટીકટ લઇને આગબોટપર ચડી બેઠો.

બે દહાડે હું માંડવી પુગો, ચામડાના બંડલ ગામમાં લઈ ગયો અને તે વેચવા માટે મોચી–બજારમાં તપાસ કરવા લાગ્યો. મને ખબર મળી કે કલિયો–મોચી લગાર ઠીક છે ને સહુ મોચી તેનું ગાયું ગાય છે. હું તેને મળ્યો ને મારો સોદો કરી આપવા માટે દર સેંકડે ટકા એકની દલાલી આપવી મેં તેનાથી કબુલ કીધી. કલિયો મારી સાથે માલ વેંચવા બે ત્રણ દહાડા મોચીઓમાં મેહેનત કરી થાક્યો પણ કાંઈ સોદો થયો નહીં. એક કહે હુજી–મારી પાસે માલ છે તે ખપી રહે પછી વાત, બીજો કહે–હાલ મારે ગામડે જવું છે તેથી આવું ત્યારે વાત ને ત્રીજો કહે–હમણા મારા સાળાના લગન છે તે થઈ રહે ત્યારે વાત. એક બે જણે માંગણી કીધી પણ માલ એખરો છે, કોહેલો છે, સડેલો છે, એમ કહીને રૂપીઆના આઠઆના આપવા લાગ્યા. હું તો વિચારમાં પડયો કે હવે કરવું શું? પણ એવામાં સારા નસીબે એક મોચી લેવા તૈયાર થયો. મારા બે બંડલમાં ચામડા કોડી આઠ હતા. તેપર ખરચ સીખે મને કોરી ૨૪૦૦ બેઠી હતી, તેની મેં કોરી ૩૨૦૦ માંગી. પણ તે મોચી કાંઈ ઓછે માંગવા લાગ્યો. એમ સોદાની કસાકસી ચાલતી હતી, એવામાં જોઉં છું તો કલિયો મોચી નથી. તેથી હું કલિયા પાસે તેની દુકાનપર ગયો. મેં કહ્યું—

"કેમ કલિયા ત્યાંથી ચાલી ગયો ? સોદામાં હવે સેજસાજ વાંધો છે, તે તું પતાવીને નકી કરી આપ."

"ના બા એ દલાલી મને ખપતી નથી. તમેજ. તમારૂં કરી લ્યો."

એ રીતે કલિયાના આડા જવાબથી મને એવું લાગ્યું કે ચાર ચાર દહાડા થયા, એજ હાથેકરીને મારો સોદો થવા દેતો નથી અને એ પોતેજ રૂપીઆનો માલ આઠઆને પડાવી લેવા માંગે છે. હું ત્યાંથી પાછો વળ્યો. રસ્તે ચાલતાં મને ખુરપો ગાંધી મળ્યો તે મને કહે—શું ચામડા નો સોદો ઊતરતો નથી કે શું? મેં કહ્યું—કાંઈ ઓછે માંગે છે તે ઠેકાણે આવશે તો બની જશે.

"તો ચાલોની હું તેને સમજાવી પતાવીને સોદો કરી આપું, મને દલાલી આપજો. ઘણા વર્ષ થયાં મારી દુકાન એજ મોચીબજારમાં છે તેથી સર્વે મોચી મારા ઓળખિતા છે, તેમજ ચામડાના ધારાની સર્વે મને ખબર છે, વળી હું લખી વાંચી પણ જાણું છું, તેથી તેને ખાતે લખી કરીને સર્વે નક્કી કરી આપીશ."

હું તો ખુશી થયો. જેવો જોઇએ તેવો દલાલ મળી ગયો. હું ને તે સાથે થઈને માલ લેનાર મોચી પાસે ગયા. ખુરપો તે મોચીને એક બાજુએ લઈ જઈ, આડું—અવળું સમજાવે ને બીજી બાજુએ મને લઈ જઈ સમજાવે. એમ મેહેનત કરી કરીને તેણે સોદો નક્કી કીધો ને કોરી ૩૦૦૦ નો હાથો ઠોકયો. આપણે તો મનમાં રાજી પણ નહીં નહીં કહેતાં હાથો કબુલ રાખ્યો. પછી ખુરપો કહે—

"સેઠ ચાલો મારી દુકાને, ત્યાં બેસીને એને ખાતે લખી સહુ નક્કી કરી આપુ"

"ખાતે શું કામ? રોકડા નાણા નહી આપે ?"

"રોકડા નાણા ત્યારેજ પંદર દહાડે મળશે. હ્યાંનો એજ રીવાજ છે. બાકી જો ઉધાર હતે તો બે ત્રણ મહીનાની મુદ્દત થતે"

એ તો મને ઠીક લાગ્યું નહીં. મેં વાંધો લીધો કે એ આખી રકમ એ એક મોચીને દેતો નથી. "વારૂં, ત્યારે જરા ખમો, હું આવું છું" એમ કહીને તે મોચી ત્યાંથી ગયો ને થોડી વારમાં બીજા એક મોચીને સાથે લઇને પાછો આવ્યો, ને તે બેઉ અડધો અડધો માલ માંગવા લાગ્યા. હું પણ સમજ્યો કે હવે એકના બદલે બે આંસામી તો છે, ચાંપતી ઉગરાણી કરી વસુલ કરી લેશું. જેમ તેમ સારા ભાવે સોદો થયો છે, તે વળી તોડીને રંગમાં ભંગ કયાં નાખું? મેં કહ્યું—ચાલો ઠીકછે.

પછી ખુરપાની સલાહથી પાંચ પાંચ કોરીના બે છાપી કાગળ મંગાવ્યા. ખુરપાએ તેપર જુદાં જુદાં ખત લખી કહાડ્યાં ને તેમાં માલ ઉધારીને પંદર પંદર સો કોરીપર તે હજામીઆ ને લગન્યાની સઈ લીધી ને તે પર વળી આજુબાજુ વાળાઓની સાખ કરાવી લીધી. એમ સઉ નક્કી કરીને તેણે ખત મારા હાથમાં આપ્યાં ને મેં તે મોચીઓને માલ સ્વાધીન કીધો. પછી મેં ખુરપાની ત્રીસ કોરી દલાલી ચુકવી દીધી ને હું મારે ઉતારે ગયો.

હવે તો પંદર દહાડા પછી નાણા મળશે. ત્યારે એટલા દહાડા માંડવીમાં નકામો રહી શું કરૂં? તેથી હું મારે ગામ સુથરી ગયો. કાકા મામા ને કાકી મામીને મળ્યો ને મારા મિત્રોને ચાંપી ચાંપીને કોટી કીધી. એમ કરતાં કોઈ ખબર અંતર પુછે તો હું તરત કહું કે હવે આપણે તો હજામત નથી કરતા પણ ચામડાના વેપારી થયા છેયે. મને સર્વે માન આપવા લાગ્યા ને મેં પણ જરા છાપરે ચડીને લગાર છુટે હાથે ખરચ રાખ્યો. એમ વેપારીમાં ખપતાં આપણે ત્યાં પંદરેક દહાડા સુખ ચેનમાં કહાડ્યા.

એ પછી હું માંડવી આવ્યો. મારા પેલા બે રેડીમની-મોચીઓ પાસે જઇ ઉગરાણી કરવા લાગ્યો, પણ તેઓ સાંજ સવારના વાયદા કરવા લાગ્યા. હું હજમિયા પાસેથી લગન્યા પાસે જાઊં ને લગન્યા પાસેથી હજમિયા પાસે જાઊં, ગુસ્સે થઇ દમ ભરાવું ને ખત દેખાડી બીવરાવું તો પણ કોઇએ ઢીંગલો કહાડયો નહીં. એમ ત્રણ દહાડા તેઓ પાસે હું રખડી રખડીને થાકયો, જેથી હું ઘણોજ કંટાળી ગયો ને ઠરાવ કીધો કે, હવે જે બને તે ખરી, પણ એ મોચીઓને તો હવે ફટકાવી કહાડું. ચોથે દહાડે હું કાંડા ચડાવતો હજમિયાને દુકાને ગયો ને મારા પૈસા માંગતાં માંગતાં મેં તેને દુકાનપરથી નીચે ઘસડી કહાડયો. આ ગડબડ જોઈ માણુસો વચ્ચે પડયા. મેં કહ્યું—મારા નાણા લેહેણા છે તે દેતો નથી, ને હજમિયો કહે—હમણા મારી પાસે

કાંઈ નથી તે આપું કયાંથી? લોકો કાંઈ મને સમજાવે ને કાંઈ તેને સમજાવે પણ તે કાંઈ આપે નહીં ને હું કાંઈ તેને મુકું નહીં. એવામાં પેલો કલિયો-મોચી આવી લાગ્યો. તેણે મને બાજુપર લઈ જઈ સમજાવ્યો, કે હમણા એની પાસે શું છે કે લેશો. તમોએ માલ આપ્યો હતો તેમાંથી તો એણે કોર્ટમાં હફતા ભર્યા. એતો સાફ નગદ-નારાણ છે. મેં એ દલાલી ન કીધી તેનું એજ કારણ હતું. હવે એની દુકાનમાં જે ચામડા બાકી હોય તે તમે પાછા લઈ લ્યો ને જે એણે વાપરી નાખ્યા હોય તેના નાણાના હફતા કરી લ્યો. બાકી બીજું કાંઈ તમારૂં વલે તેમ નથી. મનેતો પેટમાં ફાળ પડી, પણ શું કરૂં? કશો ઇલાજ ન હતો. ઘણો વિચાર કીધો પણ કાંઈ થાગ લાગવા જેવું દીઠું નહીં. હવે બળતા ઘરનો વાંસોએ ભલો, એમ સમજીને મેં એની દુકાનમાં બાકી બે કોડી ચામડા હતા તે પાછા લીધા ને એણે વાપરી નાખેલા બે કોડી ચામડાની કોરી ૭૫૦ તે દર મહીને પચાસ કોરીના હફતે ભરવા એ કબુલ થયો. હું વળી ફિકરમાં પડયો કે એ હફતા વસુલ કરવાને હું માંડવીમાં કેટલા દહાડા રહું ને કેટલો ખરચ ખાઉં? એ કેમ બને? અંતે શામજી-શેઠ માંડવીમાં પ્રખ્યાત માણસ છે ને કાંઈ આપણા ઓળખીતા પણ હતા, તેથી એ હફતા વસુલ કરી મને મુંબઈ મોકલી દેશે, એમ સમજી તેને ત્યાં હું હજમિયાને લઈ ગયો ને તે શેઠના મોહોડે મો-

હોડ કબુલ કરાવી એ હક્તાનો હવાલો અપાવી આવ્યો. હવે હજમિયો કહે કે મારૂં તે ખત ચુકતે કરો. હું તેનું ખત લઈ તેની સાથે ખુરપા પાસે ગયો, પણ જોઊં છું તો તેના ઘરઆગળ નગારા ને સરનાઇઓ વાગતી હતી. એક જણને મેં પુછ્યું આજે શું છે? તે કહે—આજે ખુરપાનો વરઘોડો છે. નખ્ખોદ જાય વરઘોડાની, હ્યાં મારો વરઘોડો થયો તે તો જાણે કાંઈ નહીં ને એનો હવે વરઘોડો છે. હમો ઊપર જઈ ખુરપાને હજમિયાનું ખત ચુકતે કરી રદ કરી આપવા કહ્યું. ખુરપો પણ ઘોડે ચડવાની ધામધુમમાં હતો, તેથી મારા હાથમાંથી ખત લેતાંજ તેપર ચાર પાંચ વખત ચુકતે ચુકતે ને રદ છે કરીને લખ્યું ને તેપર તારીખવાર નાખીને પાછું આપ્યું.

પછી હું પાછો બજારમાં ગયો. પેલા પાછા લીધેલા બે કોડી ચામડા બીજા મોચીઓને દેખાડી વેચવા લાગ્યો. એનો બાપ મરે એનો, એ હજમિયો તો ખરેખરો હજમિયો મળ્યો. બે કોડી ચામડા વાપરી ગયો હતો, તેતો સર્વે મોટા મોટા ને સારો માલ વાપરી નાખ્યો હતો ને બાકી પાછળ રાખ્યા હતા, તેતો રેતસેત નાના બાદલાના નંગ હતા, તે મારે માથે માર્યા. તે વેચ્યા તો ઘણી મેહેનતે રોકડી ત્રણસો કોરી ઊપજી. એટલી કોરી ગાંઠે બાંધીને લગ્નાની ઉગરાણીની હવે કાલે વાત, એમ કરી હું મારે ઉતારે ગયો.

રાતે સુતી વખતે વળી મને વિચાર થવા લાગ્યા. પંદરસો કોરી, તેમાંથી સાડી સાતસો તો હવાલામાં ગઈ. પણ એ હજમિયો તે આપે શાની ને મને મળે શાની? એતો નાણા ગયા. બાકી અડધો માલ પાછો મળ્યો, તેની કોરી ત્રણસો ઊપની. અરે બાપરે! સજ્જડ થાપ ખાધી. મારે ઓગરાણી એકદમ એઠલા કડાકાથી કરવી ન હતી. જરા પુસલાવી પટાવી, પાંચ સાત દહાડા લગાડી ઓગરાણી કરતે તો એટલુ નુકસાન નહી થતે. આપણે પણ ટડ ફડ ને ટેં વારી વાત કીધી તે ખોટું કીધું. હવે કાલે લગન્યાથી કોઈ નવીજ રૂપે કામ લેશું. એ રીતે વિચારના ડુચે ડુચામાં સવાર પડી ગઇ ને આપણે સુઈ ઊઠયા.

જરા દીવસ ચહડે હું લગન્યા પાસે ગયો ને તેની પાસેથી ખાટું-મીઠું બોલી ઓગરાણી કરવા લાગ્યો. પણ બેટીનો બાપ દોકડો કહાડે નહી. ત્યારે મેં મારો માલ પાછો માંગ્યો, તો કહે-તે માલ તો ખલાસ થયો. મેં પુસલાવીને પુછયું-પણ તેના નાણા કયાં ગયાં? ત્યારે તેણે ખુલાસો કીધો કે એ માલ તો હું ભુજમાં બે સો કોરી ખોટ ખાઇને વેચી આવ્યો ને તેમાંથી મારા છોકરાના લગન કરી આવ્યો. બે વરસ થયાં છોકરાના લગન અટકેલા હતા તે વળી તમો આવી લાગ્યા ત્યારે કારજ થયો. હવે તમને થોડે થોડે ભરશું. આ સાંભળી મારા પેટમાં તો હોળી બળવા લાગી. પણ શું કરૂ? ભાઇ-બાવા ભાઇ-બાવા કરવા લાગ્યો. અંતે લગન્યાએ માત્ર સો

કોરી કહાડી ને કહ્યું—સેઠ ખતમાં આ સો કોરી જમે કરી લઇ જાઓ, બીજી વળી પાંચ દહાડા પછી આપીશ. મેં મનમાં કહ્યું કે એ આવે છે તે તો લઇએ, તેથી મેં તેનો ખત કહાડયો ને રસ્તે ચાલતાં એક વાણિયાને જરા ખોટી કરી કહ્યું.—

"સેઠ આ જરા લગન્યાના ખતમાં સો કોરી જમે કરી આપો."

"આ ખત તો હજમિયાનો છે"

"સેઠ શું કહો છો? હજમિયાનો ખત તો ગઈ કાલે ચુકતે કરી, રદ કીધેલો છે, ને વળી શું?"

"વળી શું બું હું શું જાણું? પણ એતો હજમિયાનો છે."

મેં બીજો ખત કહાડી દેખાડયો. તે વાંચીને વાણિયા એ કહ્યું—એ ખત લગન્યાનો છે ખરો, પણ તે ભરપાઈ થઇને ચુકતે થયેલો છે.

મોહકાણ!! હું કાલે ચુકતે કરાવવા હજમિયાના ખતને બદલે લગન્યાનો ખત આપી ગયો હતો ને તે ખુરપા બુબખે પણ આંખો વીંચી આંધળો થઇને ચુકતે કરી, રદ કરી આપ્યો. તોબાહ તોબાહ!!

હજમિયાની દુકાન સાંમેજ હતી. તેણે આ ખતની વાત સાંભળીને ધામધુમ ને ગડબડ કરી મુકી ને પોતાનો ખત ચુકતે ને રદ કરાવી નાખ્યો. હાય હાય! હવે તો એ બેઊ ખત ખલાસ થયાં!

મેં લગન્યાને સમજાવ્યો કે બા એ ભુલચુકથી એમ થઈ ગયું છે, માટે તારે નવો ખત કરી આપવો. તેણે પણ મીઠા મોહોડે કહ્યું—હા જી હા કરી આપશું. એમ થોડા દહાડા મને ધક્કા ખવરાવીને અંતે તે પણ જાણે સામે પણ મળ્યો ન હોય તેમ ફરી બેઠો.

આપણે નસીબને રડતા, માથે હાથ દઈ મુંબઈ પાછા આવ્યા. ઘેરે આવી ખીસો ખંખેરયો તો તેમાંથી કોરી એક નિકળી. પણ ખુદા રાખે ! ઘેરે સઇ સલામત પુગા ખરા. હજામતની મારી ભાની કયાં નાખી દીધી હતી, તે મેં શોધી કહાડી. હથિયાર સહુ કટાઈ ગયા હતા તે ઘસાવી ઘીસાવી સાફ કીધા ને વળી **પાછા હજામત કરીએ છ.**!!

---

## કમકમવાનું કારણ.

"કેમ સોરાબ, આજે તું જાણે કમકમતો હોય તેમ માલમ પડેછે! તેનું કારણ તું તારી મોહોરદારને નહી કેહ?"

"વહાલી જર, આજે મારો જીવ કમકમે છ તો ખરો"

"પણ કાંય! મારા વહાલા ધણી, તું મારી ઉપર ભરોસો નહી રાખે? તું એવડો કમકમેછ, તેનું કારણ મને જણાવે તો તુને ખુશી રાખવાની મારી ફરજ છે તે હું અદા કરૂં."

"એમ છે? ત્યારે તો વહાલી, તેં મોહોડું સાફ ધોયું નથી, તેથી અરરર! ઊઃ આ તારા મોહોડામાંથી તો ગંદ આવેછે. જરા ખસતી જાય તો મેહેરબાની થાય."

---

## નવી–જુની.

મુંબઇના શેઠ હીરજીભાઇની શેંગાઇ ખાતેની પેહેડીના એદલ–કાકા મૅનેજર હતા. કાકા જાતે કર–કસરીઆ હતા. શેઠને કાગળ લખે તેમાં વેપારને લગતી બીના પણ ટુંકી ને ટચમાં લખે, તે વળી ગામ–ગપાટા લખવાની કસર કરે તેમાં નવાઇ શી? એક વેળા તે માટે હીરજીભાઇએ ઠપકો લખ્યો કે ગામની કોઇ નવી–જુની બીના લખવાની તમો બહુ આળસાઈ કરો છો. એ ઠપકો વાંચી કાકા બડબડવા લાગ્યા ને વળતા કાગળમાં શેઠને નીચેની તાજી–ખબર હુલ્લા હાથે ખરડી કહાડી.

“વિશેશ–ગામની નવી–જુની બીના હું હવેથી લખતો રહીશ. આજે દસ વાગે હું બંડરોડપરથી જતો હતો. આગળ ચાલતાં રસ્તામાં કેટલાક ચીના ભેળા થઇ ઊભા હતા. પણ શું છે, તે જોવાને મેં ટોળામાં ઘુસીને ડોકવું કીધું. જોઊં છતો એક બિલાડી મરી ગયલી પડી છે. મકું જે કાંઈ પુછપરછ કરૂં. પણ વળી વિચાર આવ્યો કે હમણા જુરી ભરાશે તો મને પણ ઘસડાવું પડશે. વાણુપર અફીણ વેંચવા જવું છે તે પણ એમજ રહેશે, તેથી મેં તો ત્યાંથી ચાલતી પકડી. વધુ વિગત આવતી જોગવાઇએ લખીશ.

લા૦ તમારો નમનતાઇ ભરેલો સેવક,

**એદલ–કાકાના સલામ વાંચજો.”**

# કાળી કૂતરી.

એદુ-એસ્કો પૈસા આપવે લાકરૂં હતો. તેના નામની ઘણાખરા સઘળા દુકાનદારો, દરજીએ વગેરે પોક મુકે. તેના ઘરને આગલ પાછલ એમ બે રસ્તા હોવાથી જયારે કોઈ તેની કને ઓઘરાણી કરવા આવે ત્યારે તે પાછલે રસ્તે બહાર પડી જાય ને ઘેરમાંથી માંગનારને જવાબ મળે કે એવણ ઘેરમો નથી, જરા આમ તેમ ગયલા છે, વિગેરે. વળી અધુરામાં પુરૂં, તેમ એની શેરીમાં એક કાળી કુતરી હતી તે કોઇ આવનારને દૂરથી જોય કે તેને કરડવાને સાંમે દોડે. એમ માંગનારના હાલ હવાલ થાય ને જયારે ખાસડાં ફાટે ત્યારે કાંઇ છેડો આવે.

હવે એવું બન્યું કે એદુના એક માંગનારે વિચાર કીધો કે દીવસના તો એ કમબખ્ત મળતો નથી, ત્યારે આજે તો રાતના જવું. એ માટે તેણે પેલી કુતરીને હાંકી કહાડવાને એક મજબુત સોટો હાથમાં લીધો ને તે એદુને ત્યાં ગયો, પણ એદુ ઘરમાંથી સટકી ગયો ને તેને ઘેરમાંથી "નહી, સેઠ ઘેરમો નથી" એમ કોઇએ જવાબ દીધો.

"પણ એવણ દીસના કે રાતના મલતાજ નથી તેનું કેમ ?"

"આજે તો એવણ સાંજનાજ પુને ગયલા છે"

હત્ત તારૂં ભલું થાય, વળી આજેજ પુનુ બળ્યું, એમ બડબડતો તે માંગનાર રસ્તાપર આવ્યો ને ચાલો આજે તો

પાછલે રસ્તેથી જરા લટાર મારતા જઈશું', એમ વિચારતો તે બાજુની ગલીમાંથી પાછલે રસ્તે પડયો. જરા આગળ ચાલતાં એક ભીતની સોડમાં તેને પેલી નાપાક કુતરી નજરે પડી. તે માગનાર ચીરડાઇ ગયો ને તેણે પોતાના હાથમાંનો સોટો ફેરવીને તેને મનમાનતો જડી કાહાડયો. સોટો પડતાં કુતરી તો લોટવા લાગી ને ચીસ મુકી, તો ઓ મારા બાપ ! માણસની ચીસ ! ! એ તો મેં કોઈ માણસને ઠોકી કહાડયોછ, એવી પોતાની ભુલ જોઈ તે માગનાર ઘભરાટમાં પડયો પણ તેના સારા નસીબ કે તે માણસ પોતાનું પગ પકડી રહ્યો હતો તેથી તે તેને પકડી શકયો નહી ને એવામાં કોઇ બીજો માણસબી રસ્તામાં નહતો તેથી તે ત્યાંથી સટકી જવા પામ્યો.

એક બે દહાડા રહીને તે માગનાર પાછો એદુને ત્યાં ઊઘરાણી કરવા ગયો, પણ જુવેછે તો એદુ શેઠ ખાટલે પડયાછે, તેવણના પગને પાટા બાંધેલાછે ને એક હાડ—વૈદ્દ તેની સારવાર કરવા આવેલા છે. આ જોઇ ગેલા માગનારે બીમારીની કેફીયત પુછી તો તેની અજાયબીનો શું પાર ! પરમ દહાડે રાતના તેણે ચુકથી એક માણસનો પગ સોટાથી ભાંગી નાખ્યો હતો, તે માણસ તો એદુ એસ્કી હસ્તે પોતે હતા. તેવણ પાછલે રસ્તે વટી ગયલા ભીતની સોડમાં પીસાબ કરવા બેઠા હતા, એવામાં તેવણ પોતાના કાળા કપડાંને લીધે, કાળી કુતરીમાં ખપી ગયા, તેથી આ સઘળી મોહકાણ થઇ. વળી પણ માગનારને રખડાવજો.

---

## ઐસા કુછ હુએ.

એક મીઆં પોલીસમાં ચાકરી રહેવા ગયો. તેને પુછવામાં આવ્યું કે—તુમારી ઉમર કીતને બરસકી હુએ ?

મીઆંએ જવાબ આપ્યો—પચીસ બરસ ને દો મહીનેકી કે દો બરસ પચીસ મહીનેકી, ઐસા કુછ હુએ સાબ.

---

## બોસા બોસીનું તેડું

" હીલ્લાંમાય આવજો—મારી અઘરનીમાં જરૂર આવજો, જો મારા સમ. "

" વારૂં જરૂર આવીશ—તું ચાહીને કેહછ તો કાંય નહીં આઉં ! અઘરની કયારે છે ? "

" કાલે અહરાઇ છું, હવે લગન થશે ને એક વર્ષમાં તો અઘરની તૈયાર "

---

## સમજાવવાની પીડાજ તો.

" બાવાજી બાવાજી હું કાંઈ ભુલી ગીઓચ "

" શું ભુલી ગયો દીકરા ? "

" તમારા લગનમાં મેં શું શું મજા કીધીતી તે ભુલી ગીઓ "

" પણ મારા લગનમાં તું હતોજ કયાં કે તેની વાત "

" હેં ! હું નહીં હતો ? ત્યારે કાં ગીઓ ઉતો ? તમે મને તેડયો કાં નહીં ? "

## નાકનું પ્રદર્શન

### જેનું નામ નાક !



ઓત્ત તારૂં નાક મારૂં ! એ શેતાન
વળી ક્યાંથી જાગ્યો. ઓં—ઓં—ઓં

## નાકનું પ્રદર્શન

### નાકનો અપાવેર !



કેમ બચ્ચા ! છે આવું નાક ?

હેં–હેં–હે !!

## માથાનું માપ

સુનામાય પોતાના છોકરાને માટે ટોપી લેવાને ટોપી-વાળા વોરાની દુકાને ગયાં. વોરાએ પુછયું "કેવા માપની ટોપી તમારા બુચાને આવશે માય ?"

માયે જવાબ દીધો "સોલ ઈંચિ કે સોલ ફુટની એવું કાંઈ માપ છે બા."

---

## એનું ભેજું ઠેકાણે નથી.

એક દીન-ચુસ્ત મુસલમાન ને એક તવંગર યાહુદી બેઉ બગદાદ શેહેરમાં પાસે પાસે રેહેતા હતા. મુસલમાનની ગરીબ હાલત હોવાથી તે રોજ નમાઝ પડે ત્યારે મોટેથી દુઆ માગે કે "યા ખુદા તું મેહેરબાન છે ત્યારે તુંજ આપશે, પણ જ્યારે આપે ત્યારે પૂરે પૂરી સો અશરફી આપજે. નવાણું પણ મારે કબુલ નથી" તેની આ રમુજી માગણી પેલા પાસે રેહેલા યાહુદીને રોજ કાને પડવાથી તેને હસવું આવે. એક દહાડે તે યાહુદીએ પેલા મુસલમાનને અજમાવવાનો ઠેરાવ કીધો કે જોઈએ તો ખરા, મીયાજી કેવાક ઈમાનદાર છે. એટલા માટે તેણે નવાણું અશરફીની એક થેલી મીયાના ઘરના દરવાજા આગળ મુકીને પોતે શું તમાશો બનેછે તે જોવા થોડે દુર જઈ બેઠો. થોડીવાર પછી મીયાજી બહાર નિકળ્યો ને જોયછ

તો અશરફીની થેલી ! "અસ્તગફરૂલ્લાહ !" મીયાં ખુશી થતો બોલ્યો "ઘણે દહાડે ખુદા આગળ મારી દાદ લાગી" પણ જોયછ તો નવાણું ! "યા ખુદા મેં તો પૂરી સો માંગી હતી ત્યારે તેં નવાણું આપી ? હું કબુલ નહીં કરૂં, પણ જ્યારે તેં નવાણું આપીછે ત્યારે તો બાકી રહેલી એક પણ આપશે. એકને માટે તારો વિશ્વાસ ન કરવો એ કાફરનું કામછે, તેથી હું કબુલ કરૂં છું" એમ કેહતાં જેવો મીયા થેલીને ચુમી લેતાં પોતાની જેબમાં નાખેછ, તેવો પેલો યાહુદી હસ્તો હસ્તો આવીને તેને કહેવા લાગ્યો.—

"કેમ મીયા, કોની થેલી લઈ ચાલ્યો ? તું પણ કોઈ બગલો-ભગત લાગેછે, કારણ કે તું રોજ કેહતો હતોકે નવાણું પણું મારે કબુલ નથી ને હવે કેમ નવાણું કબુલ કીધી ? એ થેલી કંઇ ખુદાએ તને આપી નથી. એતો મેં તને અજમાવવાને હ્યાં મુકી હતી. બસ જોઇ લીધી તારી ઇમાનદારી ! હવે મારી થેલી પાછી આપ."

મીયાએ જવાબ દીધો "કેમ ભાઇ, માણસ તો ભુલી ગયો નથી ? એ થેલી તો મારી છે. તું એમ ગલે પડવા આવ્યો છે તે તારૂં કાંઈ વલશે કે ? તું મને બગલો-ભગત કેહે છે પણ એમ તો ખરેખર તુંજ કોઇ ભુલાચુકાનો માબાપ લાગેછે. હવે મુંગો મુંગો ચાલ્યો જા, નહીતો કયાં બે-હોરમત થઈ જવું પડશે."

યાહુદીએ જોયું કે મીયા-ભાઇ માથાનો મળ્યો ખરો.

ક્યાં લોગ લાગ્યા કે મેં એની છેડતી શોધી. વળી મેં અશરફીઓ મુકીને અજમાયશ કીધી, એ વાત કોઇના જાણ્યામાં આવશે તો મારીજ મશ્કરી થાશે. તોપણ નવાણું અશરફીની સોનાની રકમ એમ ચુપચુપ ખોઇ દેવી પેલા જ્યુને ગળે ઊતરે કેમ? તેથી તે મીયાને ઘણી રીતે આડું-અવળું સમજાવી પટાવીને થેલી માગવા લાગ્યો પણ મીયાએ મરતાં ના ની હા કીધી નહી. ત્યારે તેણે કહ્યું—"ચાલ આપણે કાજી પાસે જઈ ઇનસાફ કરાવીએ" મીઆંએ જવાબ દીધો "હું એમ કાજીપાસે આવતો નથી કારણ કે તું તવંગર છે તેથી તું કીમતી પોશાક પેહેરીને ત્યાં અસવારીપર ભપકાથી ચાલશે ને તે સાથે હું ગરીબ માણુસ આ ચીથરે હાલે ચાલું, તે વળી સાચો ઇનસાફ કેમ થાય? કાજી તને અમીર સમજી, તારી તરફેણ ખેંચે ને મને ભામટો જાણી, મારૂં કાટલું કહાડે. પણ જો, તું મને તારા જેવો કીમતી પોશાક લાવી આપીને તારાજ જેવા રૂબાબથી લઈ જાય તો હું આવવાને તૈયાર છું."

યાહુદીએ ધાર્યું કે એમ તો એમ, પણ કાજીકને જવા વગર છુટકો નથી. તેથી તેણે જેવો કીમતી પોશાક પેહેર્યો. તેવોજ બીજો કીમતી પોશાક તેને મંગાવી પેહેરાવ્યો ને જેવા ગધેડાપર પોતે બેઠો, તેવાજ બીજા ગધેડાપર તેને પણ બેસાડયો. એમ બેઊ સરખા દવલેખમાં બનીને ઇનસાફ માટે કાજી પાસે ગયા.

યાહુદીએ ફરીયાદ કીધી કે "સાહેબ, આ મીયા મારી

અશરફીની થેલી દેતો નથી ને તે પચાવી જવા માંગે છે, માટે મને મારી થેલી અપાવો."

મીયાએ કહ્યું "સાહેબ, હાલ થોડા દહાડા થયા એનું મગજ ઠેકાણે નથી. એ જેને તેને ગલે પડેછે. આજે એ કેહછે, એ થેલી મારી છે ને કાલે ઉઠીને કેહશે કે આ પાઘડી પણ મારી છે" એમ કહેતાં મીયાએ પોતાને પેહેરેલી પાઘડી દેખાડી.

અલબત પાઘડી વાહુજીની હતી તેથી તેણે જવાબ દીધો "હા સાહેબ એ **મારી છે**"

મીયાએ પોતાને પેહેરેલો ઝબો દેખાડતાં કહ્યું "કાલે તો કેહશે કે એ ઝબોએ મારો છે"

"હા સાહેબ, એ પણ **મારો છે**"

મીયાએ ઝટ પોતાની પેહેરેલી ઇજાર દેખાડતાં કહ્યું "ત્યારે તો એ કેહેશે કે આ ઇજારભી મારી છે"

"હા સાહેબ, ઇજારભી **મારી છે**"

મીયાએ તરત પોતાને પેહેરેલા જોડા દેખાડતાં કહ્યું "સાહેબ, એને પુછો કે એ જોડા મારા કે એના ?"

"સાહેબ એના જોડા કયાંથી ? એ પણ **મારાજ.**"

મીયાએ કહ્યું "કાલે તો હું જે ગધેડાપર બેસી આવ્યોછ તે પણ કેહેશે કે મારો છે"

"અલબત સાહેબ, એ ગધેડો પણ **મારોજ છે**"

મીયાએ કહ્યું "જોયું સાહેબ! હું કહુંછ કે એનું

ભેજું ઠેકાણે નથી. જે કાંઈ એની નજરે પડે તે કેહેશે : મારૂં છે. હવે સાહેબની ખાત્રી થઇ ?”

આ સાંભળીને યાહુદી કાંઇ બોલવા જતો હતો. પણ કાજીની પુરતી ખાત્રી થઈ ચુકી હતી કે ખરેજ એનું મગજ ઠેકાણે નથી. જે જોયછે તે મારૂં મારૂંજ કરેછે. તેથી તેને બિલકુલ બોલવા દીધો નહી ને કહ્યું “ચુપ ચુપ દીવાના ! આ વખતતો તને જવા દઉંછ પણ ફરીથી કોઇને ગલે પડયોછ તો હું તને ઘણી સખત શિક્ષા કરીશ.”

એટલું કહેતાં તેણે સીપાઇઓને ઇસારત કીધી, જેઓએ તે યાહુદીને ગળચીમાંથી પકડીને કોર્ટમાંથી બહાર કહાડી મુકયો.

મીયા પણ કાજી સાહેબને સલામ કરીને ખુશી ખુશી થતો બહાર આવ્યો. જોયછ તો યાહુદી ગધેડાપર બેસેછે. તે પણ તરત ગધેડાપર બેઠો ને તેની બાજુમાં જઈ કેહવા લાગ્યો “માફ કરજે હો, મેં તો માત્ર મારો બચાવ કીધો પણ પેલા સીપાઇઓએ તારી ગળચી પકડી તે ચીપલાઇ ગઈ હોશે. મેં તો પેહેલેજ કહ્યું હતું કે તારૂં કાંઇ પાકવાનું નથી, બલકે બેહોરમત થશે. તુંબી કબુલ કરશે, કે એમાં મારી કસુર નથી” યાહુદીએ જોયું કે એકતો મેં નવાણું અશરફી ખોઇ, તે પર વળી ઝબો, પાઘડી, ઇજાર, જોડા ને ગધેડો એ સર્વે ખોયું ને ઉપરથી પેલા

એબ લગામણા સીપાઇઓએ મનેજ ગળચીમાંથી પકડી બહાર કહાડયો. એમ હું ધરાઇ ગયો છું ને વળી મીયાને કાંઇ બોલશું ને તે જો કેસરીપાક જમાડશે તો તે પણ ઝીલવી પડશે, કારણકે હું દીવાનો પણ ઠરી ચુકયોછુ. એથી તે મુંગો મુંગો ચાલવા મંડયો. મીયાનો રસ્તો પણ એજ હતો તેથી તેપણ તેની સોડમાં રહી આગળ વધ્યો: બેઉ હસ્તી ને રડતી સુરતના નમુના સાથે સાથે ચાલતાં, જ્યારે તેઓ ઘર આગળ આવી પહોંચ્યા, ત્યારે મીયાએ ગધેડાપરથી ઉતરીને હાથ ઉંચા કરીને મોટેથી શુકરાના કીધા "યા ખુદા મેં તારીપર એક અશરફીનો વિશ્વાસ કીધો તો તેના બદલે તેં મને આ પાઘડી, ઝબો, ઇજાર, જોડા ને છેલ્લે આ અસવારી માટે ગધેડો, સહુ કાંઇ બક્ષ્યું. અજબ રંગ દીદમ તુરા યાઇ લાહી. **અલ્લાહો અકબર.**"

---

# કોકટબાઇની વાએજ.

ઓ વાએરે! આ શો જુલમ! મરે એવા જીવીઆને! જાં જુઓ તાં હમો બઇરાંઓનુંજ વાંક ને જાં જુઓ તાં બીચારાં બઇરાંઓપરજ તુચકા—બઇરાં ચીબાવલાં, બઇરાં હઠીલાં, બઇરાં ધુતારાં, બઇરાં ખરચાલાં, બઇરાં કજીયા કરનારાં, બઇરાં ઘુસઘુસ કરનારાં, બઇરાં ખીખી કરનારાં, બઇરાં ફીશ્યારી કરનારાં, બઇરાં દેખાદેખી કરનારાં, બઇરાં રડી

ગલે પડનારાં, ને જે કહો તે થોડું. એમ જ્યાં ત્યાં આજ કાલ બઇરીંઓપરજ આવી બની છે. પણ માતીડાઓ વલી ક્યાં ભોલે ભોલા ને નરમ ઘી જેવા છે કે તેની વાત! માતીડાઓના મક્કર તો જુઓ!—

**બઇરી પોતાના માબાપને ઘેર જવાની રજા માંગે**

તો "નહી નહી, એ રજા અપાય નહી. તારાવગર મને હાં બીલકુલ ગમે નહી. તારાવગર મને બધું અંધારૂં જો! તુંતો મારો કલેજો છે" એમ કેહવું. તે કરતાં ન સમજે તો—બુની મેહેરજી બની ખુબ ડોલા ચડાવીને થથરાવી મુક્કો દમ દેવો કે "જો ગેઇછ તો મરતાં મોહોડું ફરીથી નહીં જોવાનો"

**બઇરી પોતાના સગાંને મળવા જવાની રજા માંગે**

તો એકદમ તેણીપર જુઠું તોહોમત મુકવા ચુકવું નહીં, કે ફરીથી તે બીચારી બોલી શકેજ નહીં.

**બઇરી પાકીટ ખરચ માટે પૈસા માંગે**

તો ચાકરી—રોજગારનો ખુબ બલાપો કરવો, દમ બાંધીને રડવું—પચવું ને એમ કરી થંડે પાણીએ ખુજલી કહાડવી. તેમ કરતાંબી ન માને તો—થથરાવીને ધમકી આપવી કે "ત્યારે હું બહારગામની ચાકરી મંડાવીને જતો રેહુંછ"

**બઇરી બારણે ફેરીઆઓ પાસેથી કંઈ ખરીદવા માંગે**

તો "એતો હું બજારમાંથી લાવી આપસ રે! તાંથી

સોજ્જુ મલશે" એમ છાતીએ હાથ દેવારવા અને મારકીતમાંથી લઇ આવવા માટે કેહ તો "હા.જરા ફુરસુત મલસે તો જરૂર બે જરૂર લઇ આવસ" એમ કેહવું, પછી પાલવાનું તેનાજ હાથમાં.

બઇરી સાથે બહાર જવા માંગે

તો બિલકુલ પોતાની સાથે લઇ જવી નહી. પણ ન ચાલતાં સાથે લેવી પડેતો મારકીત તરફ પગલુ ભરવું નહી અને આજુબાજુ આમ તેમ ફેરવીને કાસર કહારવી. કદી ભુલેચુકે મારકીત તરફ અવાઇ ગયુ તો ચાલતાં ચાલતાં ખીસામાંના પૈસા લેંગામાં અથવા બીજે કયાં છુપાવી દેવા. પછી ત્યાં બઇરીને કાંઈ લેવું ભાવી આવે તો તરત ખાલી ખીસો સાફ ઉલતો કરી દેખારવો "બા આજે તો ફુલુસ માફીસ, બીજી વખત લેઇશુ" વલી એમબી કરવા ચુકવું નહી કે પૈસા છુપાવીને આંગલવતી ગજવામાં બાસુ મજેનું કાણુ પારી દેવું ને પછી તે દેખારી લાગલો ગલેજ પડવું "આખો દહાડો ઘેરમાં ઠીઠી–ઠીઠી કરી વાતો કરવામાંજ તું પુરી છે, પણ આમ ગજવું ફાતેલુ હોય ને પૈસા બધે નીકલી જાય તે તપાસીને કંઈ સીવી સાંધી રાખવું, તે તો મલેજ નહી. લે જો, બધે પચીસ તીસ રૂપિયા નીકલી ગીઆ ! હવે શું લઉં, તારૂં કપાલ ?"

બઇરી સાથે ફરવા આવવા માંગે

તો કેહેવું "નહી નહી, એ બને કેમ ? તારા પગ

પેંગાછે–તું ઠેંઠી છે–પતલું પાંજરૂં છે, તેથી લોકો, રસ્તે ચાલતાં હસે છે. તુરકી ઘોડાના જેવી–ઊંતના જેવી–બતકી બતકના જેવી ચાલથી ચાલે‌ તે આપણે તો બા પસન નહી કરીએ" એ રીતે તેણીના હાથ પગ લુલા લંગરા ને વાંકા તીકા કરી બતાવવાં કે ફરીથી બઇરી સાથે આવવાનું નામ લેજ નહી.

બાઇરી કેદી આઇસક્રીમ ખાવા માંગે

તો બીલકુલ ભુલેબી દેવરાવવી નહી ને કેહેવું "હમણા શોધ થઈ છે કે આઈસક્રીમ ખાધાથી તો કોલેરા થાયછે. બલી એવી આઈસક્રીમ! વળી સરદી થાય, હાથ પગમાં આંકરા આવે, અને બઈરાંઓને તો ઇસ્તીરીઆની ચસ્ક થઇ આવે!"

બઈરી કોઇ મેલામાં જતાં સાથે આવી

તો જાણે માથે પડી. તેને રખડાવી રજડાવી અંતે દોરયું ખરચ કીધા વગર કોરી ને કોરી પાછી ઘરે લાવવી.

"મીથાઈ! એતો તેલની છે, નરી ખોરી ખાતર છે. એવી મીથાઈ ખાવાથી તરત ગુંછની ઠાંસી ઊભરી આવે. એવી મીથાઇ લેવાય નહીં બા. જો તારે મીથાઇ ખાવી હોય તો આવતી ચાંદરાતે હું જરૂર અમીચન્દની સોજ્જી ઘીની મીથાઇ મંગાવી આપસ" પછી તો આવેછ.

"આઈસક્રીમ! છતછત! એવી બચાં બાલાંના ખેલ જેવી આઈસક્રીમ તે કોણ ખાય? નરો જાણે આઈસનો

મુકો. આઇસક્રીમ ખાવી હોય તો આપણે સાથે કોતમાં જઇ પીઅરસને તાંથી સોનજી મલઇની આઇસક્રીમ ખાઇ આવસું" પછી ખવાડેચ કોણ ને ખાઆચ કોણ?

"રમકડાં! એ તો બજારૂ માલ–એ તો હલકું માલ–અરે એ તો લીલાંઉંમાંનો એખરો બેખરો છે."

એમ હાજર જવાબીથી ખુબ ધરપંચ કરવી ને બધું ભુલાવી દેવું. તેમ કરતાં ન ભુલે તો આસમાસ રૂપીઆનો માલ ચાર આને દુકાનદાર પાસેથી માંગવો. એતલે વગર સુંઠે ખોખલો ગીઓ.

**બઇરી સીક પરી મંદવારથી કાંસકુંસ કરે**

તો તે પોતેણી આસમાસ આજારી પરી જવાના ઢોંગ કરવા અને તેણીથી ડબલ કહરાજણ કાધવી. એથી તેણીની કાંસકુંસ તરત નરમ પડી જાય. પણ કદી તેથી ન પતે ને બઇરી દાકતરને તાં જવા માંગે તો લાગલી હીસપતાલ બતાવવી "દાકતરની દવા તો ઓરબી ગેરફાયદો કરે, એ લોકો તો પૈસા પેદા કરવા ઉલતી સીકલેસ વધારયા કરે ને પૈસા ઓકાવ્યા કરે" એમ કેહવું ને કાસર કહાડવી એટલે વગર પૈસે કામ થયો.

**બઇરી કેથે જવાને ગાડી ભાડું માંગે**

તો બીલકુલ ખીસામાં હાથ નાખવો નહી, ને કેહવું "પગે ચાલવાના ઘણા ફાયદા છે, હજમીયત છે. એમ ગાડીમાં બેઠાથી તો આંગ ફુલી ઢેંફો થઇ જાય, લોહી

અંધાય તે સારૂં નહી, માતે પગે હીંડતીજ ચાલી જા, તો જરા લોહી ફરતું થાય" તેમ કરતાં જો ન માને તો "પૈસા હુતા નથી, હાલ તું ખરચ, હું પછી આપસ" એમ કેહવું. પછી આપવાને કાલે કાલે કરીને ખુબ રડાવવું.

બઇરી કંઇ સારાં સારાં કપડાં લેવા માંગે

તો કેહેવું "લોકની નજર બઉ બુરી છે, નહી ને તું સારાં સારાં કપડાં પેહેરે ને કોઈની નજર લાગી ને તને કંઈ થઈ આવે તો પછી કેવા હાલ? તને ચુરાપો થાય ને મને છતી બઇરીએ રંડાપો થાય. બળ્યાં એ સારાં કપડાં! માટે તું જેમ છે તેમ સોના જેવી મારી પુતલી છે, મારૂં કલેજું છે, ખુદાયજી ખેર કરે"

બઇરી કોઈ ઘરેનું ગાથું માંગે

તો "હાલમાં સોનું ઘણું મોગું છે, જરા સસ્તુ થશે કે તું ડીયર કલેજાને જરૂર બે જરૂર ઘરાવી આપસ" એમ કહી છાતીએ હાથ દેવારવા. કદી તેથી કાસર ન પતે તો ધરપચ કરવી "હાલમાં લુચ્ચાઈ વધી ગઈ છે. તું દાગીના પેહેરે ને કોઈ બદમાશ તે લુતી લેવા તારી ડોકી મરડી મચેડી નાખે તો હું આ બઇરી વગરનો થઈ જાઉં. બલ્યો એવો દાગીનો! તું કલે જો છે તો મારો જીવતર છે તારી પાછલ તો બધું અંધારૂ જો" એમ કેહેવું કે રામબાણ.

બઇરી ઘરમાં આયા દાયા રાખવા માંગે

તો ચોખ્ખી ના પાડવી ને કેહેવું "આખો દહારો તારે મારે હસવું, બોલવું બેસવું ઉથવું, તેમાં કબાબમાં હારકું! વલી

આયાને કાં રાખું? મને ઘેરમાં ચોરતાની કાંની ફરવું પડે વળી આયાઓ તો કેતલાંકના મન ફેરવી લીધાં છે, તેમ મારૂં બી જરા હસ્તું મોહોનું થયું કે—વારૂં ચાલ, હું વધુ બોલવા નહી ઇચ્છતો—તારૂં દીલ દુખાસે માટે આયા બાયાની વાતતો જવાજ દેજે."

બઇરી જરા ખુંચીને પાસે બેથી

તો "અરરર! ઊં: તારા મોહોનામાંથી તો ગંદ આવેછે, મોહોનું સાફ કરી ધોયચ કે નહી?" એમ કેહેવું ને આસમાસ પોતાનું મોહોનું વાંકું તીકું છાણ જેવું કરી મુકવું કે ફરીથી બઇરી પાંચ ગજ છેતેજ બેસે.

. આ એમ બચારાં બઇરાંઓને માતીડાએ ધોલે દીસે રખરાવવું—સતાવવું—છાપરે ચડાવવું—બનાવવું—છાતીએ હાથ દેવાડવું—પુસલાવવું ને રડાવવું, ને તે ઉપરથી કાંગલા કુંગલા થઇને પોતે જાણે કશામાં નથી. હમો બઇરાંઓથી માતીડાને શું થાય? ગલે ગાંથ ને મોહોને દુચો મારીને બેસી રહેવું. બધો જુલમ છે તે બઇરાંઓપર છે, માતીડાઓને શું? ખાએ, પીએ, લખે, વાંચે, ધોતા ધોતા ફરે, હાબીસમાં જાએ, આએ દોસતારને તાં ગીઆ, પેલા દોસતારને તાં ગીઆ, કલબમાં ગીઆ, ગોતપીત સોતપીત વાત કીધી, હસ્યા, બોલ્યા, ખીખીખાખા કીધું ને દહાડો કહારયો, ચાલ ભઇ પોઇશ!

લા૦ કોકતબાઈ કડકડજી,

ફાણો—સો મણ તેલે અંધારૂં કે નહી? મને એક આંખે લોકોની બેબે આંખ દેખાય ને લોકોને બે બે આંખ છતે મારી એક આંખ દેખાય!!

---

## એટલા વરસ ક્યાં ગયા.

એક બાઇ પોતાની છોકરીનો જન્મ નોંધાવવા ઑફીસમાં ગઇ. નોંધનારે તેણીને પુછીને બધું લખી લીધુંને છેલ્લે તારીખ લખતાં બરોબર યાદ ન હોવાથી પેલી બાઇને પુછયું "ત્રીસમી કે?"

"અરે નહીરે, આ તો અગીયારમી. ત્રીસ છોકરાં કોઇ જણે કે?"

---

હોમલીબાઇ—અરરરઃ દાક્તર, મારા દાંત બહુ દુઃખેચ.

દાક્તર—તમે પટપટારો ઘણો કરોછ તેથી બાઇ.

હોમલીબાઇ—હેં! શું બોલ્યા? જીભે પતપતારો કરૂંચ તેથી દાંત દુઃખેચ?

દાક્તર.—હા. તેથી દાંતને કેટલો ઘસારો પડેછ તેની તમને ખબર છે?

---

એક વખતે રાતના અગીયાર વાગે રસ્તાપર બુમ પડી—

"સીપાઇ—સીપાઇ—સીઇપાઇ—"

અરે તારૂં નખ્ખોદ જાય, વળી આ વખતે કાંઇ મારા-

મારી થઇ કે શું? આજુબાજુના માણસો જાગી ઉઠયા ને કેટલાંક ત્યાં દોડી ગયા. નાકાપરનો સીપાઇ પણ દોડી આવ્યો ને સહુ ગાભરા પડી જોયછ તો એક છાકટો ટેલીફોનના થાંભલાને જોરથી બાઝી ઉભો છે ને સાથે બુમ મારે છે કે "સીપાઇ પકડો ઇસ્કુ, સીપાઇ પકડો ઇસ્કુ. અરે યે છાકટને મેરા સર ફોડ ડાલા, પકડો ઇસ્કુ."

પકડે શું? થાંભલો? એતો બેવડાની ઝુમમાં લહુએ થાંભલા સાથે માથું પટકાવી માર્યું હતું. બાકી મારામારી શું ને વાત શું?

---

## આંધળે બેહેરૂં એમ કુટાય.

એક દહાડે મને બેહેલા કાકાને ત્યાંથી જમવાનું નોત્રુ આવ્યું. હું વખતસર ત્યાં જવા નિકળ્યો. જ્યારે બેહેલા કાકાના ઘર આગળ પહોંચ્યો ત્યારે ત્યાં બારણા આગળ એક બાઇએ મને હાથના ચાળાથી આદરમાન આપ્યું અને એમ ચાળા-ચબકાથીજ વાત કરતાં મને ખાણાંના ઓરડા તરફ લઇ ચાલી. હું પણ એ બાઇને મુંગી-બેહેરી સમજીને હાથના ચાળાથીજ જવાબ દેતો તેની સાથે આગળ ચાલ્યો. એમ કરતાં હમો બેઉ જ્યારે મીસીસ બેહેલા કાકાપાસે જઇ પહોંચ્યા ત્યારે મારી અજાયબીનો શું પાર! તે મુંગીબાઇ તો બોલી! તે મીસીસ બેહેલા કાકાને કહે "આ તમારો મુંગો-બેહેરો પરોણો આવ્યો."

"ઓ મારા બાપ!" હું ચમકીને બોલ્યો "હું મુંગો-હું બેહેરો!!" તો મારી સાથે સાથે તે બાઇ પણ ચમકીને બોલી "ઓ મારા ખુદા! આ કેવો ચમત્કાર!"

મેં કહ્યું "બાઇ હું મુંગો-બેહેરો નથી, હું તો તમને મુંગી-બેહેરી જાણીને ચાળા-ચબકા ચાલવા દીધા."

"પણ મેં તો તમને મુંગા-બેહેરા સમજીને ચાળા-ચબકા કીધા."

આ કૌતકથી ઓરડામાં તો ઠીઠી ઠાઠા મચી રહ્યું, જેથી પેલી બાઇ ને હું પણ હસવા લાગ્યાં. સાથે સાથે મીસીસ બેહેલા ફાકા પણ હસવું થોભાવી શકી નહી ને ખાખા ખીખી કરવા લાગી. અંતે મીસીસ બેહેલા ફાકાએ સમજ પાડી કે "એ બાઇ ચાળાંથી સમજાવવામાં જરા હુશીયાર હોવાથી મેં પેલા મુંગા-બેહેરા ફરામજી આવે તો તેને એમ ચાળાથી આદરમાન દેવા એ બાઇને બારણા આગળ મોકલી હતી, પણ એ બાઇ તમને પેલા મુંગા-બેહેરા ફરામજી સમજી, તેથી આમ ભુલ થઇછે."

---

## તો જરા સબર.

શેઠ-અરરરઃ આ શું, ગાજર! મારા ઘર આગળ એવો કચરો ખાઇ મને ખરાબ લગાડેછ? ચલ મુકી દે, મુકી દે.

ચાકર-તમને ખરાબ લાગેછ! તો લ્યો આ કુવામાં નાખી દઉંછ.

શેઠ—હેં! એમ કે? તો જરા સબર, હું મારા કપડા ઉતારી લઊં.

---

મીઆંજી—ઇરૂન, તું કહાંથી આવ્યો?

ઇરૂન—હું ઇરૂનથી આવી.

મીઆંજી—ઇરૂનમાં તું કહાં ઊતી?

ઇરૂન—મારા બાપને તાં ઊતી.

મીઆંજી—અરે પણ તારી બાપ કહાં ઊતી?

ઇરૂન—તું ગાંડા છે. તું કેહચ બાપ કહાં ઊતી? અક્કલ નહી મળે. બાપ બેપાવાને તાં ઊતી.

---

કાવસ—ડીયર પેસ્તન, હું ઘણા મુલક ફરયો ચ, પણ મુંબઇ જેવી ચોખ્ખી હવા ક્યાં પણ નહી.

પેસ્તન—અરે ચુપ ચુપ, મુંગો મરની. એ વાતની મ્યુનિસપાલીટીને કાને પડશે તો વળી એપરભી કર ચડાવશે.

---

## ખરો ફીલસુફ.

એક ફીલસુફે એવી ગણત્રી કીધી છે કે દહાડે દહાડે છુકતીઓ વધારે પેદા થતી જાય છે, ત્યારે છોકરાઓની પેદાશ ઘટતી ચાલી છે. એમ છોકરાઓની પેદાશ ઘટતાં ઘટતાં એવો વખત આવી લાગશે કે દુનિયાપર માટીડાઓનું નામ વટીક રેહેશે નહી, ને તે પછી માત્ર છોકરીઓજ જનમશે.

## બલા જાણે, માજન તે શું.

ચાંપસી શેઠ પોતાના કુટંબ સાથે મુંબઇથી માંડવી જવા માટે વાહાણપર સફરે નિકળ્યા. વાહાણ દરિયે પડયા પછી ચાપસી શેઠ રોજ સુખાણ આગળ નાખુઆપાસે જઇ બેસતા અને પોતાના ખાનદાનની બડાઇની ડીંગ મારતા. નાખુઓ તેને ઘરડું માણસ સમજી હાંજી હાંજી કરતો જાય. એક દહાડે નાખુઆનો મિઝાજ ઠેકાણે ન હતો ને એવામાં ચાંપસી શેઠ હમેશ પ્રમાણે માથું ખાવા લાગ્યા—

"નાખુઆ, કચ્છમાં હમારૂં ખાનદાન બઊ મોટું. અરે માહાજન! મડઇના માહાજન તે તો હમે!"

નાખુઆએ ચીરડાઇને કહ્યું. "જહન્નમમાં ગયા માજન, બળ્યું મોટું ખાનદાન, માજન બાજન! મારી બલા જાણે–માજન તે શું!"

---

## અડગરીનો રામબાણ ઇલાજ.

"ડીયર શીરીન, કંઇ તાલ કરીને મને બીહીવાડતો."

"કાંય શાપુર, તે શું કરવા?"

"મને અડગરી થાયચ તે જરા બીહીવાડસે તો મટી જસે રે."

"તેતો ઠીક, પણ મેં નવી સાડી લીધી છે તેના પૈસા તો આપો, કાલે વોરાજી લેવા આવસે."

"થેંકસ, જોઇ અડગરી કેમ મટી ગઇ તે?"

## હુશિયાર છોકરો.

"કેમ, મંચી,, તું લેસન બરોબર કરેછ કે?"

"હા બાવા, બરોબર કરૂંચ."

"તારે તું ઉપર રેહતો હશે."

"હા અલબત, ઉપર રેહુંચ"

"શાબાશ, કયો નમ્બર રાખેચ."

"અરે નહીંરે, માસ્તર બાંખડાપર ઉભો કરેચ તે હું ચહડીને ઉપર ઉભો રેહુંચ જી."

---

## શેઠનો નાટક.

ભીમજી શેઠનું ઘર છોકરાના લગનથી ગાજી રહ્યું હતું. શેઠે પોતાના દોસદારોને જમવા તેડયા હતા અને ત્રીજે માળપરના ખુશનુમા હવાવાળા હાલમાં તેમને ખાણું પીરસવામાં આવ્યું. ખાતાં ખાતાં સહુ મેજબાનો હાલની તારીફ કરવા લાગ્યા. "વાહ! શું હવાવાળું મકાન છે? કેવી લેહેકી આવે છે?" આ સાંભળી ભીમજી શેઠ ફુલાઇ જઇ કહેવા લાગ્યા "સાહેબો, એજ હાલમાં રાત્રે બેઠક છે, તેમાં વળી નાટકવારાઓને ખેલ કરવા બોલાવેલા છે માટે સહુ સાહેબો તસ્દી લઇ જરૂર પધારજો" એ વાત ચાલી રહી હતી, એવામાં રસ્તાપરથી કોઇએ બુમ મારી—

"સેઠ શાબ, ઓ સેઠ શાબ. ઓ લગનવારા સેઠ શાઆઆબ"

આ સાંભલી "કોઇ નાટકવાળો છે કે શું?" એમ કેહતાં શેઠ બારીમાં ડોકું કરી જોયછ તો નીચે ઉભેલાએ શેઠને બે હાથે સલામ કરી મોટેથી બુમ મારી બોલ્યો—

"મા બાપ તમારો ભંગીઆ છે, કંઇ વધ્યું સધ્યું હોય તો દેજો શાઆઆબ"

---

## ભોલો બીચારો છોંગકી.

વેપારીઓ એક બીજાની હરીફાઇથી તરેહવાર દાવ-પેચ રમવામાં કાંઇ બાકી રાખતા નથી.

સોલોમન કરીને ચીનમાં એક મોટો વેપારી હતો. તે ગંજાવર દોલત ધરાવતો હતો ને તે સાથે તે વેપારી-કાવાદાવા રમવામાં એક્કો હોવાથી બીજો કોઇ વેપારી તેની હરીફાઇ કરી શકતો ન હતો. વિષશ કરીને અફીણની બજાર સોલોમને પોતાને હાથ રાખી હતી. કોઇ વખત એકગમથી પોતાનો થોડોક માલ સસ્તે વેંચી ભાવ ઘટાવે ને બીજી ગમથી મોટી રકમનો માલ ખરીદ કરી લીએ. એ રીતે મોટી રકમનો માલ સસ્તા ભાવે પોતાને હાથ આવી જાય ત્યારે તે તરત ભાવ ચડાવી મુકે. વળી કોઈ વખત થોડોક માલ ઘણા મોંઘા ભાવે વેંચાતો લઇ બજાર બેહેકાવે, ને પોતાનો મોટી રકમનો માલ બીજી ગમથી વેંચી કહાડે. વળી કલકતા ખાતે તેની બ્રૅંચ ઑફીસ હોવાથી, ત્યાંથી દર માસે થતા સરકારી અફીણના સેલ વખતે પણ સોલોમન કુનેહ

વાપરી માલ ખરીદ કરાવતો. એ રીતે સોલોમન જ્યારે પોતાની મોટી પુંજીથી કુનેહ ભરી ઉથલપાથલ કરી ફાવી જતો ત્યારે બીજા વેપારીઓ તેની ભેદી કુનેહથી થાપ આઇ બેસતા.

હવે આગળ જતાં એવું બન્યું કે સોલોમનની યુક્તિઓ રદ થવા લાગી. તે નવાં નવા પ્લૅન કરી કામ લેવા લાગ્યો પણ કોઇથી તે ફાવે નહી. એમ જ્યારે ઉપરા ઉપરી તે નિષ્ફળ થતો ચાલ્યો ત્યારે બીજો એક અબરામ નામનો વેપારી, જે સોલોમનની કંઇ બીસાદમાં ન હતો તેને ફતેહ મળવા લાગી. તે વળી એટલાવેર કે જાણે સોલોમન પોતાના પૈસાનો ભોગ આપી સર્વે યુક્તિઓ પેલા અબરામ માટે કરતો હોય, તેમ દરેક સોલોમનની યુક્તિ અબરામને આબાદ લાભકારક થઇ પડવા લાગી.

ઑફીસમાંનો કોઇ માણસ તેના પ્લૅનની છુપી વાતો અબરામને પોંચાડતો હોય, તેમબી ન હતું, કારણ કે સોલોમન પોતે કેવી રમત રમે છે તે કોઇને તે કેહતોજ ન હતો, તેમજ તેને લગતા સઘળા કાગળ–પત્રો તે પોતાનેજ હાથ રાખતો હતો. એટલી ચોકસી અને તજવીજ છતાં જાણે અબરામ તેની હરેક રમત જાણી લઇને પોતાને ફાવતું કરતો હોય તેમ ચાલવા લાગ્યું.

એથી સોલોમન ઘણો દીલગીર થયો અને તે વારેઘડી-

# ચીનનો મોટો વેપારી સોલોમન.



એથી સોલોમન ઘણો દીલગીર થયો અને તે વારેઘડીએ
વિચાર કરવા લાગ્યો પણ તેને કાંઈ કારણ
જણાયું નહી. હવે સોલોમનના
બળાપાનો શું પાર ! ! ! પાનું ૧૬૭.

એ વિચાર કરવા લાગ્યો પણ તેને કાંઇ કારણ જણાયું નહી. હવે સોલોમનના બળાપાનો શું પાર!

એમ કેટલીક મુદ્દત ચાલ્યા પછી એક દહાડે તે ભેદ કેવી રીતે એકાએક ખુલ્લો પડયો તેનો હેવાલ સોલોમન નીચે પ્રમાણે આપે છે.

"આજે કલકતામાં મેલ જવાનો હતો. મેં મારી કલકતાની ઑફીસવાળાને કાગળ લખ્યો. તેમાં હું કેવા કેવા દાવ રમવાનો છું તથા તે પરથી કલકતાવાળાએ કેવા કેવા ધોરણે કામ કરવું, તેનો સરવે ખુલાસો લખ્યો હતો. તે કાગળની કોપી કહાડી આપવાને મેં મારા છોંગકી નામના કુલીને આપ્યો. થોડીવારમાં છોંગકી તેની કોપી કહાડી ને તે કાગળ, ડુપ્લીકેટ ને કાપીબુક મારા હાથમાં આપ્યાં. મેં કોપી-બુક ને ડુપ્લીકેટ મારા ટેબલમાં મુકયાં ને ઓરીજીનલ કાગળ એનવેલપમાં બીડયો, ઉપર એડ્રેસ કીધો ને ડીસપૅચ મોકલવાનો વખત કટોકટ હોવાથી મેં છોંગકીને તેપર ઝડપથી સીલ કરવા કહ્યું. છોંગકી તે કાગળપર સીલ કરવા લાગ્યો, એવામાં અચાનક મારી નજર છોંગકીના બદીયાનના ખીસાપર પડી. તેમાં કાંઈ ખોસેલું હોય તેવું મને લાગ્યું. એ વળી શું હશે? એવું કાંઈ મને થવાથી મેં પુછયું:—

"છોંગકી, તારા ખીસામાં શું છે?"

"કંઈ નહી સાહેબ, મારો રૂમાલ છે"

"હેં, રૂમાલ! જોઊં તારો રૂમાલ કેવો છે?"

"રૂ–રૂમાલમાં શું જો–જોશો?"

એમ રૂ–રૂ જા–જા કરતાં છોંગકીએ જરા ગજવા આડા હાથ કીધા, મેં તેના ગજવામાંથી રૂમાલ કહાડયો ને જોઊંછ તો ઓ મારા બાપ! મારી અચરતીનો શું પાર!! તે રૂમાલ ન હતો, પણ હમણાજ મારા લખેલા કલકતાના કાગળની ડૂપ્લીકેટ છોંગકીએ છાપી લીધેલી હતી અને તે તેના ખીસામાંથી નીકળી આવી. હવે મને સમજ પડી કે એજ ચંડાલ દર વખતે મારા પ્રાઈવેટ કાગળની ડૂપ્લીકેટ કહાડી પેલા અબરામને પોંચાડતો હતો."

## કેવું સારૂં જોડું!

એક દાખલો એવો જણાયો છે કે ૭૮ વર્ષના બુઢા વરરાજા ૭૨ વર્ષની બુઢી કુમારીકા સાથે પર્ણ્યા છે. બેઊ પક્ષના શાહેદો પણ ૬૦ ૬૮ અને ૭૦ વર્ષના કુંવારાજ હતા. દેશી વાંઢાઓ તમને એટલી ધીરજ છે? કન્યા કેમ નહી મળે?

---

એક જણે બીજાને સવાલ કીધો—એક ગધેડાનું બચ્ચું તોલમાં ત્રણ મણ થાય તો મોટો ગધેડો તોલમાં કેટલો થાય?

બીજાએ જવાબ દીધો—એ તો તમને તોલી જોઇએ તો માલમ પડી આવે.

---

# એમતો એમ.

એક બખીલ ખેડુતે ચાકર રાખ્યો. સવારના જ્યારે તેઓ સાથે જમવા બેઠા ત્યારે બખીલે તે નવા ચાકરને કહ્યું "જો પોરયા, બપોરનું ને સાથે સાથે રાતનું પણ ખાઈ લેજે. ઘડી ઘડી ખેતરમાંથી અવાય બવાય નહી." ચાકરે જવાબ દીધો "વારૂં સેઠ, એમ કરૂંછ."

થોડીવારે ખાઈ ફારેગ થયા પછી બખીલે કહ્યું "હવે ચાલો ખેતરે, હવે ખાવા આવવાની કશી પંચાત છેજ નહી"

નોકરે જવાબ દીધો "હવે શું ચાલે! રાતનું ખાધું ને હવે સુવાનો વખત થયો."

---

# જીંદગીનો અવતાર

એક બગલો ભગત કેહે છે કે ખુદાએ માણસની ઊમર ચાલીસ વરસની કીધી હતી ને એજ પ્રમાણે ઢોર, કુતરા, ને બગલાની ઊમર પણ ચાલીસ વરસની કીધી હતી. પણ માણસે ખુદા આગળ અરજ કીધી કે "સાહેબ, મારે જીંદગીમાં ઘણું કરવું છે તે એટલી ઊમરમાં કાંઈ બને નહી, કારણ કે ત્રીસ વરસની ઊમરે તો હું જવાનીમાં આવું ને બાકી દસ વરસમાં હુ જ્યારે બચ્ચાં-બાલ ને કુટમ્બવાળો થાઊં ત્યારે મારો આંકો આવી જાય, માટે મારી ઊમરમાં વધારો કરી આપવાની મેહેરબાની કરવી."

ખુદાનો હુકમ થયો કે "ઉમરતો મેં સહુને વેંચી આપી, હવે તો જેમ તું વધારવા માંગેછે તેમ કોઇ ઘટાડવા માંગશે તો હું તેની કેટલીક ઊમર લઇ તને આપીશ".

એવામાં ઢોરે આવી ખુદા આગળ અરજ કીધી કે "સાહેબ, મને માણુસની ચાકરી કરવી છે. માણુસ મારી ખાંધપર બોજો નાખી, ભર તડકામાં મારી કુટીને કામ લેશે ને તેપર ખાવાને અડધું પેટ પુરતું પણ દેશે નહી. એવી ચાલીસ વરસની ઉમર કહાડવી મને ભારી લાગશે માટે મેહેરબાની કરીને એમાંથી વીસ વરસ પાછા લેવા." આ સાંભળી ખુદાએ તેની અરજ કબુલ રાખી ને તેના વીસ વરસ પાછા લઇ માણુસને આપ્યા. હવે માણુસની ઊમર સાઠ વરસની થઇ તોપણ માણુસને તે ઓછી લાગી અને વળી તે ખુદા પાસે વધુ માંગવા લાંગ્યો.

એવામાં કુતરાએ આવી ખુદા આગળ અરજ કીધી કે "સાહેબ, મને તો માણુસની તાબેદારી કરવી છે, આખી આખી રાત ઉજાગરો કરી સેઠના ઘરનો ચોકી–પેહેરો કરવોછે, નવાસવા કોઇ આવતા જતાને બાળેડાળે જોતાંજ ભસી ભસીને શેઠને ચેતવણી આપવી છે. એમ હું ભસી ભસીને મરીશ પણ શેઠ મને કાંઇ ગણુકારશે નહી, ને વધુ બોલીશ તો પથરાની માર ખાવી પડશે. મને એવી ચાલીસ વરસની ઉમર કહાડવી ભારી લાગશે માટે મેહેરબાની કરીને એમાંથી વીસ વરસ પાછા લેવા." ખુદાએ તેની અરજ પણ કબુલ

રાખી ને તેના વીસ વરસ પાછા લઇ માણસને આપ્યા. હવે માણસની ઉમર એંસી વરસની થઇ તોપણ તે ધરાયો નહીં ને ખોદા પાસે વળી પણ વધુ માંગવા લાગ્યો.

એવામાં વળી બગલાએ. આવી ખુદા પાસે અરજ કીધી કે "સાહેબ, મને તો દરિયા કાંઠે પડી રેહેવું છે. પેટ ભરવાને ગુપચુપ ભગતના વેશે તરવું પડશે અને જ્યારે કાંઇ મારી સાંકડી ગરદનમાં જાય એવો કોઇ પાતળો શીકાર મળેથી ખાવો પડશે. વળી બંદરપરના છોકરાઓ મને સતાવશે, ખીજવશે ને પથ્થર મારવાને પણ ચુકશે નહી. મને એવી હાડમારી ચાલીસ વરસની જીંદગી કહાડવી ભારી લાગશે માટે મેહેરબાની કરીને એમાંથી વીસ વરસ પાછા લેવાં." આ સાંભળી ખુદાએ તેની અરજ પણ કબુલ કીધી ને તેના વીસ વરસ પાછા લઇ માણસને સોંપ્યા. હવે માણસની ઉમર સો વરસની થઇ ને તેથી કાંઇ સંતોષ પામી તે દુનિયાપર આવ્યો.

એપરથી દુનિયામાં માણસની જીંદગીના ચાર અવતાર થયલા છે, જે નીચે પ્રમાણે આવે છે.

* * * * * * * * *

**પેહેલો ચાલીસ વરસનો અવતાર માણસનો હોયછે.**

એ અવતારમાં માણસ પેહેલે બચપણમાં રમેછે, કુદે છે ને મસ્તી તુફાન કરે છે. માય બાપ મીઠી મીઠી બોકીઓ લે છે, લાડ લડાવે છે ને કોઇબી તરેહની

તેને ચીંતા ફીકર હોતી નથી. જરા આગળ વધતાં તે લખતાં વાંચતાં શિખેછે, માય બાપ સ્કુલનો ને કપડાલટાનો ખરચ પુરો પાડે છે, ને સર્વે ક્યાંથી આવે છે ને કેમ થાય છે તેની તેને પરવા નથી. એમ ફરતાં જવાની પાસે આવે છે. મીસ્ટર મીસીસને માટે ને મીસીસ મીસ્ટરને માટે જ્યાં ત્યાં ડોળા ફેરવે છે. એમ થતાં લાકડે માકડું બેસી જાય છે. લગન હવે નજીક છે. તેઓ બાળે ડોળે એકમેકને જુએ છે, મન હરખાઈ હરખાઇ જાયછે, લગનના સ્વપના દીઠામાં આવે છે ને શું ખુશાલી !! લગન પણ થાય છે. મીસ્ટર મીસીસ આગળ ગાવા વગાડવા માંડે છે, મીસીસ મનમાં મલકાઈ જાયછે, મીસ્ટર ને મીસીસ એકમેકની આજુબાજુ ફરયા કરેછે ને આસપાસનાઓ ઠીઠી ઠાઠા કરે, પણ તેઓની દરકાર વગર એક બીજાને આંખ વીચારા થતા જાયછે. એ પછી મીસ્ટર જરા ધંધો રોજગાર શિખવા માંડેછે ને મીસીસ જરા ઘરના કામકાજપર ધ્યાન રાખે છે. એ પછી ઇશ્વર-કૃપાથી તેમને ત્યાં બુચા—બુચીના જન્મ થવા માંડેછે. નાનું ખેલતું કુદતું બચ્ચું તેમને મીઠું મધ જેવું લાગેછે. હવે માણસાઇ અવતાર પુરો થવાનો વખત નજીક આવેછે, તોપણ કંઇ કંટાળા વગર ઠીક ઠીક સંસાર ચાલેછે ને હજી આપણે ખાશું, હજી આપણે મોજમજા મારીશું ને હજી આપણી ઘણી ઉમેદો પુરી કરીશું, એવી

ઉમેદમાં ને ઉમેદમાં ચાલીસમું વરસ આવી લાગે છે ને માણુસાઇ અવતાર પુરો થાયછે.

બીજો વીસ વરસનો અવતાર ઢોરનો આવે છે.

એ અવતારમાં ઘેરે પાંચ સાત છોકરાંની બરકત હોય છે. બુચાંઓને જુડાબંદ બુટો ને ખાંડીબંદ કપડા પુરા પાડવા પડે છે, સ્કુલનો ખરચ આપવો પડેછે, ઘેરમાં સહુને ખાધ ખોરાકી પુરી પાડવી પડે છે, દવા–દારૂ માટે પૈસા ઓકવા પડેછે ને દુકતીઓને રીત આપવાનો અકરાટ ગભરાટ પેદા થાયછે. માય ઘર–ખટલાના કુથલામાં પાકી પોરો થાયછે, જંમાઈ શોધી કહાડવાની રાત દહાડો ફીકર લાગેછે, ઢીંગલીઓ કાળી–સીધણ હોય તો સફેતાં લગાડી લગાડી ખુબસુરત બનાવવી પડેછે ને ઘેરમાં કોઇ ને કોઇ માંદુ પડેછ તેની ચાકરી કરતાં પટકાઇ પડેછે. રાત દહાડાના એ વહીતરાંથી તેઓની મોજ મજા સહુ સુકાઇ જાયછે. કોઈ કોઇ વખત કંટાળો આવે છે પણ નેચર એ ઝુસરીમાંથી છુટવા દેતો નથી, તેથી જેમ તેમ પેટમાં જોભરતાં ને સહુનો બોજો ખેંચતાં ખેંચતાં સાઠમું વરસ આવી લાગેછે ને ઢોરનો અવતાર પુરો થાયછે.

ત્રીજો વીસ વરસનો અવતાર કુતરાનો આવે છે.

એ અવતારમાં છોકરાંઓ મોટા થઈ ના–ફરમાન થવા શિખેછે. ડોસાં તેમને સમજાવી સમજાવી થાકેછે પણ તેમને કોઇ મચક દેતું નથી. તેઓ બુમો મારે છે તોપણ છોકરાંઓ

પોતાને મનગમતુંજ કરેછે. ડોસાં ખીજવાઇને ગુસ્સાથી બોલે છે તો છોકરાંઓ તેને 'સાઠી ને બુદ્ધી નાઠી' એમ ઝૅટમાં કહાડી નાખે છે, તોપણ ડોસાં કાંઇ અવળું થતું જોય તો સાંખી શકતાં નથી ને તેઓને બુમ મારવી પડે છે પણ સહુ તેના બોલવાને કુતરાના ભસ્વા જેવો માને છે. એ રીતે ડોસાંને ભસ્તાં ભસ્તાં એંસીમું વરસ બેસેછે ને કુતરાનો અવતાર પુરો થાય છે.

## ચોથો વીસ વરસનો અવતાર બગલાનો આવે છે.

એ અવતારમાં ડોસાંના સઘળા ચલન ચુકેછે. દાંત વગર ચાવવાના વાંધા તેથી રાબડી ગલે ઉતારવી પડે છે, કાંને સાંભળવાના વાંધા તેથી 'રામરામ તો કે રીગણા'ની પેઠે થાય છે ને નજરમાં ફેર તેથી બગલાની કાંની ચુંચી આંખો ફેરવવી પડેછે. નાનાં બચ્ચાંઓને ડોસાં વિચીત્ર લાગેછે તેથી તેઓ ચાવીવાળા પુતલાંને જેમ ચાવી દેવાય તેમ ડોસાંની કાખમાં ગીલી ગીલી કરી ચાવી આપી ખીજવેછે, તેના ચાળા-ચબકા કરી સતાવે છે ને કેલાંની છાલ કે કચરો-પુંજો ડોસાંપર નાખી ડોસાંની લેવરી કરે છે. એ રીતે આ ઢીંગલા ઢીંગલીના રમકડાંને સોમું વરસ આવેછે, ને છેલ્લો બગલાનો અવતાર પણ પુરો થાયછે.

---

## ચારમાં લેવરી કોની થાય?

ચીબાવલાં બઈરાંઓમાં એક આગરો મરદ બેઠો હોય તેની.
ચીબાવલાં છોકરાઓમાં એક ઘરડો ખુવડ બેઠો હોય તેની.
ચીબાવલી સખીઓમાં એક તરતની પર્ણેલી બેઠી હોય તેની.
ચીબાવલા દોસદારોમાં એક તરતનો પર્ણેલો બેઠો હોય તેની.
ચીબાવલા માણુસોમાં એક કંજુસ કાગડો બેઠો હોય તેની.
ચીબાવલા શેહેરીઓમાં એક ગામડેનો ગમાર બેઠો હોય તેની.
ચીબાવલા છાંટુઓમાં એક ભોળો ડોલો બેઠો હોય તેની.
ચીબાવલા શ્રીમંતોમાં એક મધ્યમ સ્થિતીનો બેઠો હોય તેની.
ચીબાવલા ગામડીયામાં એક ચસ્મા પલીત બેઠો હોય તેની.
ચીબાવલી પુતલીઓમાં એક ડોંગી ડાકણ બેઠી હોય તેની.

---

## એમ તે કાંઇ બને છે?

માય મોટા બુચાને કહે છે—જો નાનો બુચો કેવી ચાલનો છે? કોઇ દહાડે એક આંસુ પાડતો નથી ને તું તો વારેઘડીએ રડયાજ કરે છે.

મોટા બુચાએ જવાબ દીધો—અરે એમાં શું? એ નાનો બુચો કાંઈ પાણી પીએચ કે તેને વળી આંસુ આવે? એતો દુધ પીએચ. દુધના આંસુ કોઈ દહાડે બને નહી

---

# જાતજાતનું હસવું.



ખીખી હસવું.

# જાતજાતનું હસવું.



બેરહું હસવું.

જાતજાતનું હસવું.



ગાલમાં હસવું.

જાતજાતનું હસવું.



મુછમાં હસવું.

## ચાલ હું તને ઘેરે મુકી આવું.

એક વખતે એક વેપારી બબાની ઝુમમાં લટુજી બની પોતાની દુકાનેથી ઘેરે જવા નિકળ્યો. રાતનો વખત હતો ને લટુજીના પગ ઠરતા ન હતા તેથી રસ્તે જતાં તે ટેલીફોનના થાંભલાઓ સાથે અથડતો ગયો, પણ તે ઝુમમાં તેઓને માણસો સમજીને તેઓ સાથે ભાષણ કરતો ગયો.

પેહેલા થાંભલાને અથડતાં કહ્યું–માફ કરજો સાહેબ, તમને જાણી જોઇને હું અથડયો નથી પણ રાત અંધારી ને રસ્તો બહુ સાંકડો તેથી એમ થયું છે. ચાલો, સાહેબજી.

બીજા થાંભલાને અથડતાં ટોપી ઉતારી બોલ્યો—માફ કરજો, બીજો ઉપાય નથી સાહેબ. આવી વાંકી ચુંકી ગલીઓ મેં કોઇ દીવસ જોઇ ન હતી.

ત્રીજા થાંભલાને તેણે કોટી થતાં કહ્યું–ચાલ ચાલ, હવે હું કાંઇ માફ માંગવાનો નથી. રસ્તામાં જોઇને ચાલવું એ તારૂં કામ છે.

ચોથા થાંભલાને જોરથી અથડતાં તેણે જમીનની લંબાઈ માપતાં કહ્યું–કેમ જોઇને નથી ચલાતું કે ? રસ્તો કાંઇ તારા બાવાનો નથી, કે એમ હડસેલા મારતો ચાલેછે. સહુને એ રસ્તે ચાલવાનો હક છે.

પણ ટેલીફોનના થાંભલા તે કાંઇ બે ચાર હતા ? એતો જેમ જેમ તે આગળ જવા લાગ્યો તેમ તેમ તેને દરેક થાંભલાની મુલાકાત થવા લાગી એથી હવે તેણે કંટાળી જઇને

ભાષણ કીધું "ગૃહસ્થો, એમ દરેકને જુદી જુદી શિખામણ આપવી કેમ પરવડે ? તમે રસ્તામાં એક બાજુથી બીજી બાજુએ દોડાછો ને જાણી જોઇને મને આડા આવો છો. એ કાંઈ આબરૂદાર માણસની રીત કેહેવાય નહી" એવો ભાષણ કરીને વળી તે આગળ ચાલ્યો, એવામાં તેનો એક દોસ્તદાર સાંભ મળ્યો, જેને તે અટકાવી બોલ્યો "અરે ભાઇ તું કયાં જાયછે? આગળ ઘણા છાકટાઓ છે, તેઓ રસ્તે ચાલતા માણસો સાથે અથડી પડે છે. હું પણ મહા મુશ્કેલીએ નીકળી આવ્યો છું, માટે ચાલ બાપુ પાછો ચાલ, હું તને તારા ઘેરે મુકી આવું"

---

## જેનો જેવો ધારો.

નાજાં પેહેલે માળપર રહેતી હતી ને દીની તેજ ઘેરના ત્રીજે માળપર રહેતી હતી.

એક વખતે નાજાંને થોડું કાંઇ સીવવું હતું, પણ ઘેરમાં સોય જોઇ તો મળી નહી, તેથી દીનીપાસે લેવા ગઇ.

"દીની દીની જરા તારી સોય આપની, થોડી વારમાં પાછી લાવી આપું છું"

"હેં, સોય આપું ? પણ મેં તો એવો ધારો રાખ્યો છે કે કોઇને સોય દેવીજ નહી. તારી મરજી હોય તો મારા ઓરડામાં આવી સીવી જા"

નાજાં ફીકી પડી પાછી ચાલી ગઇ. થોડા દહાડા પછી

દીનીએ રોટલી કરી તવાપર સેકવા નાખી પણ તે ઉથલાવવા જોયચતો તવેથો મળે નહી. ઘેરમાં હતો તે તો ભાંગી ગયો હતો તેથી તે નાજા પાસે લેવા ગઇ.

"નાજાં નાજાં, જરા તારો તવેથો આપની, રોટલી ઊથલાવી હમણા પાછો લાવી આપું છું."

"હં, એમ કે? પણ મેં તો એવો ધારો રાખ્યો છે કે કોઇને તવેથો દેવોજ નહી. તારી મરજી હોય તો મારા ઓરડામાં આવી રોટલી ઊથલાવી જા."

---

## જાત જાતનું સગપણ.

"અરે અરદેસર, તમે પેલા મેહેરવાનજીને ઓળખો છો કે?"

"ઓળખે શું? એતો મારો સગોજ થાય"

"હં! એમ કે? તમારો શું સગો થાય"

"તેતો કોને ખબર, પણ એના બાવા ને મારા બાવા ગામડામાં રહેતા હતા ત્યારે બંદરપર સાથે હાજતે જતા હતા એટલી મને યાદ છે"

---

"ભાઇ, તમારા પગે વા થયો છે તો લગાર બ્રાંડી દારૂ ચોપડોની કે થોડા દહાડામાં નરમ પડી જાય"

"અરે એમ તે કાંઈ દારૂ નાખી દેવાનું છે? દારૂં ચોપડું તે કરતાં દારૂ પીને દારૂની બાટલીજ પગે ઘસુંની કે તરત આરામ થઇ જાય"

## છોકરો ક્યાં કાચો છે.

અંબારામ ભટ પોતાના નાના છોકરાને સાથે લઇ મંદીરે પ્રાર્થના કરવા ગયો. ત્યાં પ્રાર્થના કરતાં અંબારામે છોકરાને શિખવ્યું, "બાલકા પ્રાર્થનામાં માંગ–ઓ ઇશ્વર તું હમને રોજની રોટલી આપજે."

બાલકાએ જવાબ દીધો "એકલી રોટલી ભાવે નહી, કાંઈ પણ માખણ કે દુધ સાથે જોઈએ"

---

બુચો—મમા મમા, તમારી જીભને પગ છે કે?

માય—ઓ અરવાયા, જીભને પગ હોય કે?

બુચો—ત્યારે પપા કેહતા ઉતા કે મમાની જીભ આખો દહાડો ચાલ્યા કરે છે તે?

---

## બદહજમીની દવા.

ડાકટર બ્રીડજરે બદહજમી દુર કરવાનો એક સુતરો ને સેહેલો ઉપાય શોધી કહાડયો છે. તે જણાવે છે કે બદહજમીથી પીડાતાં સ્ત્રી મરદોએ ખુબ ચુમીઓ લેવા માંડવી. એથી એકમેક સમાગમમાં આવવાથી પાચન કરનારા સૂક્ષ્મો હોજરીમાં દાખલ થઇ ખોરાક જલદીથી હજમ થશે.

જવાન પુતલી પુતલાઓને તો એ ઇલાજ ખડી સાકર જેવો છે. તેઓ એ ઉપાય કરવાને ભુલનાર નથી. પણ ઘરડા ડોસાંઓ જેઓને બદહજમી ઘણી હોય છે તેઓએ પણ ચુમીઓ લેવા માંડવી. ખરચ એક પઇનો નથી, ત્યારે વળી આળસ કેવો?

## માથેરાન શું કામ જાઓ છો?

કેટલાક જવાન્યાઓ રસ્તે ચાલતાં મોહોડેથી સીસોડી વગાડતા જાયછે. એ આદતને કેટલાક ખરાબ માને છે. પણ હાલમાં એ સીસોડી વગાડવી તો નરી જાણે કુવ્વતનીજ દવા જણાઇ છે. મીસીસ એલીશ શા નામની એક અમેરીકન બાનું પોતાનો અનુભવ રજુ કરી જણાવે છે કે એ ઇલાજથી મારી તંદરૂસ્તીમાં ઘણો સુધારો થયો—પોહોળાઈમાં મારી છાતી ચાર ઇંચ ને ગરદન ત્રણ ઇંચ વધી છે, માટે જો મજબુત અને તંદરૂસ્ત થવું હોય તો મોહોડેથી સીસોડી વગાડો.

---

## પણ કોટમાં જાઉં ત્યારેની!

બપોરના જમીને હું પેહેડીપર ગયો ને જોઊંછ તો ગજવામાં રૂમાલ નથી. "હેં! ડુંગરીપરથી ખોજાગલીમાં આવ્યો એટલામાં રૂમાલ ગેપ! ઘરથી નિકળતાં ચોક્કસ રૂમાલ મારા હાથમાં હતો. એતો રસ્તામાંજ ગયો એમાં ફેર નહી. છોકરાને મોકલું જરા રસ્તાપર જોઇ આવે પણ એટલી વાર રસ્તાપર ક્યાંથી રેહુ? ઘણા ઉઠાવજી પડયા છે. ચાલો, બીજો કહાડશું"

સાંજના જ્યારે ઘેરે આવ્યો ત્યારે મારી બીબીસે કહ્યું "કેમ તમો તો કેહતા હતાની કે હું કોટમાં જઈશ ત્યારે વલતાં જરૂર એ જરૂર **કલજુગના કૌતક** લેતો આવીશ, તેતો તમે લાવ્યા હશો?"

"હા, પણ કોટમાં જાઉં ત્યારેની!"

"શું તમે કોટમાં નહી ગયા હતા! ત્યારે પાઘડી ડગલો શું કામ મંગાવી લીધો તો?"

"હેં! પાઘડી ડગલો! કોણે મંગાવ્યો તો?"

"તમેજ, પેલો બાલો આવી લઇ ગયો તે શું?"

"એ શું બકે છે! હું તો કાંઇ જાણતો એ નથી."

"શું જાણતો નથી? તમે ગયા કે થોડીવાર પછી એક બાલો આવ્યો તે કહે સેઠની પઘડી દગલા દયો સેઠ કીલ્લે જાય છે. મેં કહ્યું તને ઓળખતી નથી તે નહી આપું. ત્યારે તેણે તમારો રૂમાલ દેખાડીને કહ્યું—સેઠે યે નીશાની આપી હુએ બાઈ—તે જોઇને મેં આપ્યો ને વળી શું?"

"અરે! રૂમાલતો મેં પેહેડીપર જતાં રસ્તામાં ખોયો હતો! ને તેં આ શું કીધું? શાબાશ! હજમબાદ રૂમાલ તો મારી ગયો પણ સાથે સાથે પચાસ રૂપીઆની પાઘડી ને વીસ રૂપીઆનો નવો ડગલો પણ મારી ગયો'

"એ તો 'એમજ તો! એમ કંઇ ઠોકરો લાગશે' ત્યારેજ ચાટલો ખરચી **કલજુગના કૌતક** લાવશો તો!"

---

## ને મારો બાપ તેલની મીઠાઇ વેંચે છે.

કલજુગના નાનાં છોકરાંઓ પણ કોઇ કોઇ વખતે એવો જવાબ આપે છે કે મોટાં માણસથી પણ તેવો જવાબ આપી શકાતો નથી. નીચે ખરા બનેલા બનાવ લખ્યા છે.

૧

એક કુટમ્બમાં પાંચ બચ્ચાં હતાં. બાવાએ તેઓ માટે બે ફદીયાની દોહોડ સેર ગંડેરી લીધી. દોહોડ સેરમાં ગંડેરી ચૌદ આવી તેને ત્રણ દોઢીયાંમાંથી વધેલી એક પઇ મળીને બાવા ટેબલપર રાખી બોલ્યા—આવો છોકરાંઓ તમને ગંડેરી આપું.

પાંચે છોકરાંઓ આવી ગંડેરી લેવા હાથ ધરી ઉભા રહ્યા. બાવાએ દરેકને ત્રણ ત્રણ ગંડેરી આપી તો છેલ્લે નાના ચીકુસ માટે બેજ ગંડેરી રહી. બાવા તેને પતાવવા લાગ્યા—લે, સાવીઆ તું નાનો છે માટે તારે સારૂ બેજ ગંડેરી રહી.

સાવીઆએ જવાબ દીધો—ત્યારે તો બાવા ત્રીજી આ પઈ મારે માટે રહી છે.

વીરા તે વીરા. બાવાને હસ્વું આવ્યું ને પઇ ભોળા સાવીઆએ ઉંચકી લીધી.

૨

છ છ વરસના ત્રણ છોકરાઓ એકજ માળામાં રહેતા હતા ને મેતા બાપુલાલની નીશાળમાં સાથે શીખવા જતા હતા. છોકરાઓ ઉપટ—કરમી હતા, તેથી બાપુલાલ તેઓને કોઇ કોઇવાર જરા ચમકાવતો હતો. એથી છોકરાઓ ઘેર જઇ વાંધો કરે કે એ નિશાળ મુકાવી હમને કોઇ સ્કુલમાં મોકલો, પણ તેઓનાં માબાપ કાંઇ કોહું આપે નહી.

એક દહાડે એ ત્રણે છોકરાઓ ભેળા થઈ પાસે આવેલી એક સ્કુલમાં ગયા ને ત્યાં દાખલ થવાની પોતાની ઇચ્છા જણાવી. કોઇએ તેવણુને લઇ જઇને હેડમાસ્તર પાસે ઉભા કીધા. હેડ-માસ્તરે કહ્યું—છોકરાઓ, એક એક રૂપીઓ નામ લખવાનો ને આઠ આઠ આના પૈહેલા માસના પગારના મળી દોહાડ દોહાડ રૂપીઓ લઇ આવો તો તમારૂં નામ દાખલ કરૂં.

"પણ સાહેબ, હમે ગરીબ માણુસના છોકરા છૈયે તેથી અમને મફ્ત શીખવો."

"એમકે? ત્યારે બોલો તમારાં માબાપ શું ધંધો કરે છે?"

એકે ઠોકયું—મારી મા પારકુ સીવેછે ને મારો બાપ વીલાતી પાણીની ફેરી કરે છે.

બીજાએ ઠોકયું—મારી મા પડોસીઓનું પાણી ભરે છે ને વાસણ માંજેછે ને મારો બાપ જુની છત્રી સમી કરે છે.

ત્રીજાએ ફેંકયું—મારી મા સુતર કાંતે છે ને મારો બાપ તેલની મીઠાઇ વેંચે છે.

ત્રણે છોકરાઓ મુફ્ત શિખવામાં પાસ થયા ને સાંજે ઘેરે જઇ ખીખી ખાખા કરવા લાગ્યા.

'છોકરાઓ હવે બસ કરો, વળી પાછા કાલે હસજો.'

---

## ખરો આળસુ કોણ?

ખરો આળસુ તે જે તાઢીયા તાવમાં ધ્રુજવાનો આળસ કરે.

---

એક દહાડે એક છોકરો કજીઆખોર બઈરી વિષેની છાપેલી કવિતાની નકલો પાયધુની આગળ વેંચતો હતો. તેણે એક ટ્રામવેમાં બેઠેલા ગૃહસ્થને કહ્યું “ એક નકલ લ્યો સેઠ કુભારજા વિષેની કવિતા છે ”

આ ગૃહસ્થની બઈરી કુભારજા હોવાથી તેણે ઉત્તર આપ્યો “ અરે , મારી પાસેતો અસલ દસ્તાવેજ છે ત્યારે આ તારી નકલને શું કરૂં ? ”

---

એક સ્ત્રી રસ્તે ચાલી જતી હતી. તેની પાછળ તેનો કુતરો હતો જે તે સ્ત્રીથી ઘણો પાછળ રહી જતો હતો તેથી તે સ્ત્રી તેને વારે ઘડીએ પીઠ ફેરવી બોલાવે “ ચાલ આવ, જલદી આવ ”

આ જોઇ એક ચીબાવલા જવાને મશ્કરીથી પુછ્યું “ શું, મને બોલાવોછો? ”

તે સ્ત્રીએ જવાબ દીધો “અરે નહી રે, હું તો બીજા કુતરાને બોલાવું છું. ”

---

# સાતે વહાણ ડુબી ગયાં.

હું કુંવારી હતી ને સ્કુલ છોડીને ઘરમાં અભ્યાસ કરતી હતી. એક દહાડે એવું થયું કે મને કશું ગમેજ નહી. તે દહાડો મને ઘણો સુસ્ત લાગતો હતો. મન રીઝવવા હું હારમોનિયમ વગાડવા લાગી, તે મુકી ચોપડી વાંચવા લાગી વળી તે પણ મુકીને મારી સાડીની અધુરી રહેલી કોર ભરવા લાગી, પણ કશાપર મારો જીવ લાગ્યો નહી. એવામાં કોચપર પડેલું ન્યુસપેપર મેં હાથમાં લીધું તો મારી નજર નીચલી જાહેરખબરપર પડી.

"એક ખુબસુરત જવાનીયો, શિખેલો, પાંચ પૈસે સુખી ને જે એક મોટી પેહડીમાં ભાગ્યો છે તેને એક શિખેલી વરસ અઢારને આસરેની ખુબસુરત કુમારીકા સાથે પરણવુંછે. સારા કુટમ્બની છોકરી પછી તે ગરીબ પણ હશે તો ચાલશે, આ પત્રની કેરમાં 'મજનું' ને લખવું"

એ જાહેર ખબર હું ફરીફરીને વાંચવા લાગી અને હું લલચાઇ જઇ તેને જવાબ લખવા બેઠી. લખતાં લખતાં મેં પંદરેક નોટપેપર ફાડયા ને આખરે કાગળ પુરો કીધો. હવે નીચે સહી શું કરૂં? રહી રહીને મને સુજી આવ્યું કે એ જ્યારે મજનું છે તો હું લયલી બનું. મેં લયલીની સહી કીધી ને ઠેકાણું મારી એક સઇનું લખી કાગળ પોસ્ટમાં મોકલી દીધો.

પંદરેક દહાડા નીકળી ગયા ને હું એ વાત વીસરી

પણ ગઇ હતી, એવામાં એક દહાડે હું હારમોનિયમ ચાવી-બુક લઇ હારમોનિયમપર 'કૉક–એ–ડૂડલ–ડ' વગાડતી હતી ત્યારે એકાએક મારી સઇના ઇરાનીએ આવી મારા હાથમાં એક કાગળ આપ્યો.

આહા! તે ફેશનએબલ ઍનવેલપ સેન્ટથી મઘમઘતો હતો, તેપર તીર-કામઠાવાળા ક્યુપીડની છાપ ચમકી રહી હતી અને એડ્રેસ 'લયલી' તદન મરોડદાર હરફોથી લખેલો હતો. આ જોતાંજ મને તે દહાડેની મજનુંની વાત યાદ આવી ને આતુરતામાં તે કાગળ મેં ઉખેડ્યો. પ્યારનો ભરેલો આ કાગળ વાંચતાં હું મલકાઇ ગઇ, તે લખનારને માટે મને ઘણા સારા વિચાર આવવા લાગ્યા ને તેથી મેં તેને પાછો જવાબ લખ્યો. એ પ્રમાણે અમારી વચ્ચે કાગળ પત્રનો વેહેવાર ચાલુ થયો. આગળ જતાં મારા એ અંજાણ્યા મિત્રે પોતાના લખાણથી મારા દીલપર એવી સરસ અસર કીધી કે હું તેનાજ વિચારમાં દિવસો કહાડવા લાગી. આખરે મજનુંએ મને જોવાની ખાયશ દેખાડી. હું પણ તેને જોવાને ખુશી હતી તેથી તેને મેં મારી સઇ કે જ્યાં મારા કાગળો આવતા હતા, તેને ત્યાં ફલાણે દહાડે મળવાને લખ્યું.

ઠેરવેલે દહાડે હું મારા સરસ પોશાકમાં સજ થઇને આરસીમાં મારો સુંદર ચેહેરો વારે ઘડીએ તપાસી જોયો ને હું મારી સઇને ઘેર ગઇ. ત્યાં મજનું

હજી આવ્યો ન હતો, તેથી હું મારી સઇની સાથે વાતે વળગી, પણ મારૂં મન ભમતું હોવાથી એક મીનીટ મને એક કલાક જેવી લાગતી હતી. આખરે મારી સઇની આયાએ આવી જણાવ્યું. કે કોઇ સેઠ આવ્યા છે. મારી સઇએ તેને પાસેના ઓરડામાં લઇ જવાને કહ્યું. જરાવાર થોભી હું પણ લગાર બ્હીતી, ધ્રુજતી ને શરમાતી ઘણીજ હળવે રહીને તે ઓરડામાં પેઠી. ત્યાં મારો આશક પોતાના બને હાથ ડગલાના ગજવામાં ભેરવી આરસીમાં પોતાનો ચેહેરો જોતો લીન થઇ ઉભો હતો અને બારણા તરફ તેની પીઠ હોવાથી મારો દાખલ થવાનો સંસારો તેને માલમ પડયો નહી. મારા આશકને આ મારૂં પેહેલું મળવું હતું તેથી મારી છાતી જરા ધડકતી હતી તોપણ તેનું ધ્યાન ખેંચવા હું જરા ખંખાર મારતી આસ્તેથી આગળ ગઇ, પણ જેવો તે મારી તરફ ફર્યો કે ઓ મારા ખુદા! હું શું જોઉં છ! મારી સામે મારા વડા કાકા જે જેપાનથી તરતના આવેલા હતા સેવણને મેં ઉભેલા જોયા. મને ચીસ નીકળી ગઇ ને હું જરા પાછળ હઠી નીચું ડોકું કરી અચરતીમાં ઉભી રહી. જરા વાર મારા કાકા મારી સામે જોઇ જોઇ બોલ્યા "કેમ તું હયાં કયાંથી?"

મેં ખુલાસો કીધો ને અમે બેઉ હસવા લાગ્યા. પણ મારૂં હસવું જુદુંજ હતું કારણ કે મારી આશાઓના સાતે વહાણુ ડુબી ગયાં હતાં.

---

## કેટલીક કલજુગની કુંવારીના વિચાર.

. રંગત જુની—પીલુ લાવણી.

સુધરેલી કેલવણી પામેલી પુતલાં હું વરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૧—હસે બેરીસ્તર વકીલ દાક્તર તેમાંથીજ એક કરૂં કબુલ
બાવા મારા છાંદાવારા આપસે તેનું ભારી મુલ.
છું સોહામણી ઘણી કાંમની આશાદામીની તક અનમુલ
હોસે કોણ એવો જવાન્યો કરસે જે ખોઇ ભારી ભુલ.
એશ્કી પેશ્કી જવાન ફાંકડાનો હું હાથ ધરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૨—આપીને ઝર ખીસાં કરૂં તર માઇ ડીયર વહાલા વરના
અહી ડીયર જો પૈસા મારા ઘર ના હાથ પેલી જરના.
વેંચા મને તું ચાહું તને હું ચાહાસે વલી મારે ઘરના
પપ્પા મારા મુરબ્બી તારા થશે ડીયર કંઇ તું ડર ના.
મારા ઝરથી ખીસાં તારાં રીતની ભીખે ભરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૩—કુક ને બટલર હમાલ નોકર આયાને બી હું લાવસ
ફૅન્સી ફરનિચર બી લાવસ *હારમોન્યમ લઇને ગાવસ.

---

* પણ હારમોનિયમ ચાવીન્બુક એમ એચ મેહેરઅલીની લેજો.
ભાગ ૧ થી ૪ દરેકના આના ૧૦. ચાર ભાગના સટના રૂ ૧ાાા.

પરણી જુદાં રેહેસુ આસુદાં જોની કેવી તુને ચાહવસ
જેમ હું કહું તેમ જો ચાલસે તો વધુ પપા પાસ ઓકાવસ.
હાથ તારો લઇને લવ મારા પ્રેમ તારો હરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૪–પાલવા અંદર બૅન્ડ સ્તૅંડ બી ભપકા સપકાથી ફરસું
કરી તાક ઇંગ્લિશમાં સાંભલનારાઓને છક્ક કરસું.
રેસ્તોરંતમાં ફ્રુત પેસ્ત્રી આઇસક્રીમથી પેટ ભરસું
કબુલ મને કર અદ્દી મારા લવ પંદર દીવસમાં વરસું.
ખુબ ઠસ્સાથી ફાંકડી ફેતીનમાં બેસી ફરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૫–ગેઇતી નૉવેલ્તીમાં અને વલી જલસામાં સાથે જઇસું
ફૅન્સી ફેરમાં ને પારટીમાં આપણે જરૂર સામેલ થઇસું.
અમન ચમનમાં રહીસું કિસ્સી પ્યારની તો પલપલ લઇસું
બંધ બેસ્તું જોડું આપણું બસ એક દીલ કરી દઇસું.
કરસે લોક મશ્કરી આપણી તેથી કયાં ડરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

૬–વચ્ચે મારા કામની તો તું પડતો ના આડો દીયર
શોખ મને લાગો છે ભારી ફેશનની ફિશ્યારીપર.
ઉધરેલી છું અતી લાડમાં તેની તો છે તુને ખબર
કૉરસેટ બૉદીસ લો-કટ પોલકા પેહેરી બનું બાનું સુંદર.
તાબે તુને કીધા વગર કયાં સુખે હું ફરવાની છું
જાહેર ખબર એડીટર છાપો લગ્ન હવે કરવાની છું.

## કેટલાક કલજુગના કુંવારાના વિચાર.

### જુની ખડી—પીલુ.

નરો સુધારો મારો ચારો જોઇ કરો વીચાર તમે
છેલ છબીલો હું રંગીલો જોઇ લેઓ નરનાર તમે.

૧–મલકાઉં મનમાં મલે લગનમાં રીત કહી જો પાંચ હજાર
ખાનું મારી ખરેજ પ્યારી લાગું પગે તેને સો વાર.
હોય રૂપાળી પછી તે કાળી કરીસ ન તેની હું કનવાર
ટીકરી ગેપ જો હશે તો વાઢવા ચીરસું તેને તો બિસ્યાર.

**ઝુલા**—લઉં રીતની ભીખ હુર્ખાઇ,
લાવે કોઇ નાણાં જાઇ
કરૂં તેની સાથે સગાઇ,
બસ જોઇએ મને ચાઇ ચાઈ.

ભાગ્ય સારા જો હોય તમારા કરજો મને ભરથાર તમે
છેલ છબીલો હું રંગીલો જોઇ લેઓ નરનાર તમે.

૨–પેસો તમારો ભપકો મારો કેવો વધારી હું દેવસ
ફુલ્લે હાથે ખરચી પુટયાં અમન ચમનમાં હું રેવસ.
પ્યારી નાણાં ખીસાં તાજાં કર હું હાથ તારો લેવસ
જ્યાં જોઇએ ત્યાં ફરજે હરજે જરા તુને હું નહી કેવસ.

**ઝુલા**—સાસુ કોઇ છાંદાવાલી,
મળે મને જો ભોલીભાલી
કરી તેને તો નાખું ખાલી,
કહી કહી મા વાલી વાલી.

સસરો ગબ્બર પૈસે જબ્બર મેલવી આપો ચાર તમે
છેલ છબીલો હું રંગીલો જોઇ લેઓ નર નાર તમે.

૩–બહુ મોજીલો છું શોખીલો મિત્રોમાં માનીતો છું
સીલાં ગુલાં આલાં ફ્રેની નાજીમાં જાણીતો છું.
મેત્રિકમાં વેલ હું થયો ફેલ પણ પુરતો જ્ઞાનીતો છું
પપા મારા ફૂક ખરા પણ જાતે હું કયાની. તો છું.

ઝુલ—ભલ ભલી કુંવારી નારો,
ચાહે કરવા મુજને પ્યારો
શું બલંદ સીતારો મારો,
પણ જોઇએ મને હજારો.

કહે કોઇ સુંદર લઇ મારો કર પર્ણી પાડો પાર તમે
છેલ છબીલો હું રંગીલો જોઇ લેઓ નર નાર તમે.

૪–થઉં કરક પર્ણીને તરક કરી વાર તેને મરવાની જોઉ
મનમાં આનંદ બહારથી પાખંડ કરી કરી જુઠો હું રોઊં
શોધું બીજી તેપર ત્રીજી લાભ મારો શું કરવા ખોઉં
આઇતા ઉપર મારૂં કોઇતું ધન હું ધનતેરસપર ધોઉં.

ઝુલ—પડે તડાકા કેવું સારૂં,
ફીટી જાય દલદર મારૂં;
બસ જર મુજને છે પ્યારૂં,
તે વગર તો બધું અકારૂં.

અમીરા માબાપો મને આપો બેટી પછી જુઓ સાર તમે
છેલ છબીલો હું રંગીલો જોઇ લેઓ નરનાર તમે.

## જંગી બહાદુર.

એક લશ્કરના સરદારે પોતાના માનીતા સિપાઇને પુછ્યું—તેં આ લડાઇમાં કેવી બહાદુરી કીધી?

સીપાઇ—ઘણી બહાદુરી સાહેબ. મેં એક દુશ્મનનો પગજ કાપી નાખ્યો.

સરદાર—અરે માથુંજ કાપવું હતુંના?

સીપાઇ—પણ માથું હતુંજ ક્યાં! તે તો બીજા કોઇએ કાપી નાખેલું હતું.

---

## શિયાળાની અસર.

વેપારી—એ હુંડી પાકવાને હજુ તો ઘણા દહાડાં છે માટે હમણા વટાવશો તો વટાવ ઘણો પડશે.

વટાવનાર—પણ મેહેરબાન, હાલના શીયાળાના દહાડા કેટલા ટુંકા છે તેનું તો કાંઇ ધ્યાન કરો!

---

એક વેળાએ એક ગામડીઓ મુંબઇના કોઇ પુલપરથી જતો હતો, એવામાં એક કુતરો તેની તરફ ભસવા મંડયો. ગામડીઓ તેને મારવાને પથ્થર ઉંચકવા લાગ્યો, પણ પથ્થર જમીનમાં દબાયલો હોવાથી નીકળ્યો નહી, તે જોઇને તે બોલ્યો—અરે બાપરે! કુતરાને છુટા મુક્યા છે ને પથ્થરાને બાંધી રાખ્યા છે! આ ગામ કે શું!

---

માસ્તર—છોકરાઓ, થોડું થોડું કરીને પણ અભ્યાસમાં વધતા જઈએ. યાદ રાખજો કે રૂમ શેહેર એક દહાડામાં બંધાયું નથી. આ સાંભળી એક ચવીત્રા છોકરાએ સવાલ કીધો–ત્યારે સાહેબ, રૂમ શેહેર રાતના બંધાયું છે ?

## જાત જાતના હજમબાદ.

હાસમભાઇ વિલાતના વેપારી હતા. એક વેળા તેવણે ધારાવીની પાકી ખાલ રૂપીએ રતલ વાળી બારસો રતલ ખરીદ કીધી ને તેની પાંચ ગાંઠડી બંધાવી મારકો H કરી ઇસ્ટીમર "ફ્રાતીગો" જે લંડન સારૂ મંડાઇ હતી તેમાં ચઢાવી મોકલી, ને તેના ડાકયુમેન્ટ મુંબઇમાં આફીસવાળાની મારફતે લંડન કનસાઇન કરી બીડી મોકલ્યા. હવે લગભગ બે માસ નીકળી ગયા ને વખતસર તેનો એકાઊન્ટ સેલ આવી લાગ્યો પણ તે હાસમભાઇ જોયછ તો તેની અચરતીનો શું પાર! વેંચાણ પેની ચારનો છે! તોબાહ તોબાહ! રતલની સતર પેનીની પડતર તેની ચાર પેની ઉપની! આ કેટલો ફેર! આ શું ગજબ! શું રસ્તામાં માલ પડયો છે કે આપ્રીસવાળો એમ ખાઇ જશે? એમ બડબડતા હાસમભાઇ એકાઊન્ટ સેલ લઇ આપ્રીસમાં ગયા ને ત્યાં સીનોરપાસે ગડબડ કરવા લાગ્યા. સીનોરે સમજાવી કહ્યું "જેવો તમોએ માલ ચડાવ્યો હશે તેવો વેંચાણ આવ્યો હશે, એમાં હમે શું કરીએ?" પણ હાસમભાઇએ પોતાને હાથે ઉંચો માલ ખરીદ કરી ચ-

હાવેલો તે સીનોરનું એવું ગાંડું ઘેલું કેહેવું માને કેમ? એથી હાસમભાઇને સીનોર સાથે વાંધો પડયો ને સીનોરે એ સઘળી કેફિયત લંડનવાળાને લખી જણાવી.

લંડનવાળાએ પ્રથમ હાસમભાઇનો માલ ત્યાં ડૉકમાં વહ્યુ જોવા ખોલ્યો હતો ત્યારે તે માલ લખાવટ પ્રમાણેનો ન જણાયાથી ત્યાંજ ચાર સારા વેપારીઓથી તપાસ કરાવી તેઓની સઈ સાથે સર્ટીફીકેટ લખાવી લીધી હતી અને તે પછી તેણે માલ વેચી કહાડયો હતો. લંડનવાળાએ તે સર્ટીફીકીકેટ અને જેને તે માલ વેચ્યો હતો તેની પાસેથી નમુના માટે બે ચામડા પાછા લઇ વળતા મેલમાં મુંબાઇ મોકલી આપ્યા. મુંબઇના સીનોરે હાસમભાઇને તેડાવી તે નમુનાના ચામડા ને તે સર્ટીફીકેટ દેખાડી.

વળી પણ હાસમભાઇની અચરતીનો શું પાર! તે ચામડા તો હાસમભાઇનો માલ હતોજ નહી, એતો તદન બદલાના નંગ હતા. સર્ટીફીકેટ પણ આબરૂદાર વેપારીઓની હતી તે પણ ખોટી હોયજ નહી. ત્યારે એમ કેમ બન્યું? તેની તેને કાંઇ સમજ પડી નહી ને અંતે બીચારા હાસમભાઇને એ એક રકમમાં રૂપીઆ હજારથી ઊપરની નુકસાની ખમવી પડી.

મહીનો માસ જવા પછી હાસમભાઇને ખબર પડી કે. મુંબઇના બંદરપર પ્રથમ જ્યારે તેણે ગાંઠડીઓ મોકલી હતી, તેજ દહાડે કોઇ કાસમ નામના ઊઠાવ વેપારીએ પણ પાકી

ખાલનો બદલો ચાર પાંચ આને રતલવાળો બારસો રતલ ખરીદ કીધો હતો ને તેની પાંચ ગાંઠડી બંધાવી મારકો C કરી તેજ આગબોટ "ફ્રાતીગો" પર ચઢાવવા બંદરપર મોકલી હતી ને ત્યાં કાસમે કાવત્રું કીધું હતું. હાસમભાઇની ગાંઠડીપરના H મારકાના કવર ઊતારી નાખી, પોતાની બદલાની ગાંઠડીપર ચઢાવી લીધા ને પોતાની ગાંઠડીપરના C મારકાના કવર હાસમભાઇની ગાંઠડીપર ચઢાવી દીધા હતા. એ રીતે કાસમે પોતાની બદલાંની ગાંઠડી બદલાવી હાસમભાઇનો ઉંચો માલ હજમ કરી ગયો હતો. પણ હવે હાસમભાઇનું ચાલે શું ? શું પુરાવા છે? શું મુદ્દા છે? એ તો મહીને મહીના નિકળી ગયા,. એટલે રાત ગઇ ને વાત બાઇ.

---

## ખરો હિમ્મતવાન.

નાજાં—વહાલા ખુશરૂ, જો આપણુને ખાવા રોટલી ને પીવા પાણી મળે તો પણ હું તારી સાથે પરણવાને રાજી છું.

ખુશરૂ—વહાલી નાજાં, જો તું ફકત રોટલી પુરી પાડે તો પાણી તો હું ગમે ત્યાંથી રખડી-રઝળીને પણ પુરૂં પાડવાની હિંમત કરૂં.

---

## ગરીબ બીચારો ટામી.

મીસ આલાંના વહાલા કુતરા ટામીએ એક સ્ત્રીનો પગ કરડી ખાધો. જ્યારે તે બાપડી દુઃખથી બુમ મારવા લાગી ત્યારે આલાં ટામીને પંપાળતી પંપાળતી કહેવા લાગી–ટામી ટામી, રખે તારા દાંતને નુકસાન થયું હોય!!

---

## બે ચોક આઠ.

બે છોકરાઓ, જેમાંનો એક કાણો હતો, તેઓ બેઉ પોત પોતાની હુશિયારીની વડાઈ લેતા હતા. દેખતાએ કાણાને કહ્યું—

"વારૂં ચાલ, તું રાતે કેટલા કલાક ઉંઘે છે?"

"આઠ કલાક"

"ઓ બાપરે, આઠ કલાકની ઉંઘ! હું તો માત્ર ચાર કલાક ઉંઘું છું"

"પણ તું તો બે આંખે ઉંઘ કરેછે, તે ચાર ને ચાર આઠ કલાક થઈજ તો."

---

એક હજામની દુકાનપર નીચલું ફીલસુફી ભરેલું પાટીયું મારેલું જોવામાં આવે છેઃ—

"બે આનામાં મૂછ તથા દાઢી કાતરવામાં આવશે. બચ્ચાં માટે અરધી કીંમત."

---

એક અલબામણી બઇરીએ પોતાના ધણીને પુછયું-મારા વહાલા, તમારા સગા ને પીછાણવાળા ઘણા માણસો છે, તેમાંથી કોને મોઢું બતાવું ને કોનાથી મોઢું ઢાંકું ?

ધણીએ જવાબ આપ્યો— મારેથી ઢાંક ને તને ગમે તેને દેખાડ.

---

## વળી શું થયું !

સેઠ સુખલાભાઇ મોટા વેપારી હતા. કેટલાક દેશાવરોમાં તેમની બ્રૅંચ ઑફીસો હતી. પોતાના બંગલા, ત્રણ ચાર ઘર, ગાડી ઘોડાઓ તથા ચાકર-નફરો સાથે સેઠનો મોટો દમામ હોવાથી સઉ તેમને પાંચ સાત લાખ રૂપીઆના આસામી સમજતા હતા ને ઘણા શખસોએ પોતાના નાણા સેઠને ત્યાં વ્યાજે મુકયા હતા. કેટલીક મુદદત સેઠનો દમામ એ રીતે ચાલ્યા પછી એક વખતે લોકોમાં માહો માંહે એવી અફવા ચાલી કે સેઠ સુખલાભાઇ હમણા કાંઇ કાચી આસામી પડી ગયાછે જેથી કોઇ કોઇ શખસ પોતાની થાપણ સેઠને ત્યાંથી ખેંચી લેવા લાગ્યો.

એવામાં સેઠ સુખલાભાઇ બીમાર પડયા, જેથી લોકોને વળી ચીંતા પડી કે હવે નાણા વસુલ થશે કે કેમ ? પણ આ તરફ સેઠની બીમારી ઘણી વધી પડી, મોટા મોટા ડાકટરો આવવા લાગ્યા, સગા વહાલા તથા દોસ્ત

આશનાઓ સેઠની ફીકર કરવા લાગ્યા, ને તેઓએ સેઠને વીલ કરી નાખવાને જણાવ્યું. એ પરથી સેઠે પોતાની પાસે એક વકીલને બોલાવીને પોતાનું વસીયતનામું લખાવવા માંડ્યું. તેમાં પોતા પાસે માણસોના જે જમે પડેલા નાણા હોય તે પેહેલે ચુકવી આપવા લખાવ્યું, જે પછી પોતાના કુટુંબને તથા સગાવહાલાંઓને મોટી મોટી રકમો આપવાનું લખાવવાનું શરૂ કર્યું. કોઇને દશ હજાર કોઇને વીસ હજાર, કોઇને લાખ તો કોઇને બે લાખ, ને કેટલુંક ધરમાઉ; એમ કરતાં સેઠે લગભગ રૂપીઆ આઠ લાખ વીલમાં લખાવ્યા. સેઠે તેપર સહી કીધી ને ચાર પાંચ સારા આસામીઓની સાખ કરાવીને તે વીલ પુરૂ કીધું.

બીજે દહાડે લોકોમાં આ વીલની ચરચા થવા લાગી સેઠ વીશેની આગલી અફવાથી લોકોને જે ચીંતા લાગી હતી તે હવે ઉડી ગઇ ને સઉ કોઇને સેઠની મોટી પુંજીની ખબર પડી. ખુદાના ફઝલથી બેત્રણ દહાડામાં સેઠની તબીયત પણ સુધરવા લાગી ને થોડા અરસામાં તો સેઠ તંદરૂસ્ત થઇ પાછા પેહેડીપર આવવા લાગ્યા. ચાલો ખુદાની મેહેરબાની.

સેઠને જોઇ લોકો ખુશી થયા, વેપાર પાછો આગળ માફક ધમધુકાર ચાલવા લાગ્યો ને લોકો આગળ કરતાં પણ વધુ વીસવાસથી પોતાનું નાણું સેઠની પેહેડીપર છુટથી જમે કરાવવા લાગ્યા. એમ થોડીક મુદ્દત ચાલ્યું, એવામાં

એક દહાડે લોકોની અચરતીનો શું પાર! તેઓ જોયછ તો સેઠની પેહેડી બંદ છે. વધુ તપાસ કરતાં માલમ પડયું કે સેઠે તો નાદારીની પીટીશન ફાઇલ કીધી છે!"

હત્ત તેરા ભલા હોવે! વળી શું થયું! હજીતો કાલેજ આઠ લાખ રૂપીઆનું વીલ કીધું હતું તે! બંગલા વાડી ને ગાડી ઘોડા હતા તે! એમ અચરતીમાં લોકો તરેહવાર રીતે બોલવા લાગ્યા. પણ ખરૂં તો એમ હતું કે ઘણું થયું સેઠ ઢમ ઢોલ ને માંહે પોલ હતા પણ પારકે પૈસે તેવણે પોતાનો દમામ ટકાવી રાખ્યો હતો. વચમાં જયારે લોકોમાં તેવીશેની ચરચા ચાલી ને કોઇ કોઇ પોતાનું નાણું ખેંચવા લાગ્યો ત્યારે સેઠ ચેતી ગયા કે હવે એમ ટટુ ચાલે તેમ નથી. એ માટે ખામુખા સેઠ ઢોંગ કરી સીક પડયા, લોકોને આઠ લાખ રૂપીઆનો વીલ દેખાડી ધીરજ આપીને પોતાનો વીશ્વાસ બેસાડયો. પાછળથી સેઠે ગામને ગાલીને પીટીશન ફાઇલ કીધી. બાકી આઠ લાખ શું ને વાત શું? બાપડા લોકો માથે હાથ દઇ રડી રહ્યા.

---

## હમ્બગ મેહેતાજી.

છોકરો—બાવા, હું કંઇજ કરૂં નહી તોપણ મેહેતાજી મને મારે વારૂં?

બાવા—કદી નહી દીકરા.

છોકરો—ત્યારે આજે મેં ગુણાકાર ન કીધા તેથી મને મેહેતાજીએ માર્યો તેનું કારણ શું ?

---

એક મેહેતાજીએ છોકરાઓને શિખવ્યું કે નાથ એટલે વર અથવા ભરથાર. આ સાંભળીને એક છોકરાએ સવાલ કીધો—ત્યારે મેહેતાજી, હમારા બળદના નાકમાં નાથ છે તે તેનો વર થાય ?

---

## ડાહ્યો દીકરો.

માય—દીકરા, જે કામ આજે થઈ શકતું હોય તે આળસ કરી કાલપર રાખવું નહી, કેમકે મુલતવી રાખવાથી માઠાં પરીણામ થાય છે.

દીકરો—હા મા, હવે હું સમજ્યો.

થોડીવાર પછી માય જોયછ તો દીકરો હાપુસની કેરી ખુણામાં ઉભો રહી ડપોડપ ચડાવેછે, તેથી માય ગુસ્સે થઇ બોલી—અરે બેવકુફ, એ કેરી કાલને માટે રાખી હતી ને તું ખાઇ કેમ જાયછે ?

દીકરાએ જવાબ દીધો—એ મુલતવી રાખું ને બીજો કોઇ લાગુ પડી જાય તો વળી માઠાં પરીણામ થાય તે માટે આજેજ ખાઇ જાઊંછું !

---

• માય–અરે સાવીઆ, બુચાના હાથમાંથી બીસકુટ ઝુંટાવી કેમ ખાઇ ગયો ?

સાવીઓ–મા, બુચાને દાંત નથી, ને ખાતાં ખાતાં મુંઝાયછે તેથી મેં ખાઇ આપ્યું, તે સારૂં કીધું કે નરસું ?

---

## બળ્યો એવો કલજુગ !

આજ રાતના સરકસનો પ્રોગ્રામ વાંચતાં મને ખબર પડી કે આજે પેલી વખણાયલી મીસ એમીલી ખાસ કરીને ફીડલ વગારવાની પોતાની હાથ–ચાલાકી દેખારી તમાશગીરોનેં છક્ક કરનાર છે. ત્યારે તો આજે સરકસમાં ઘણું લોક એકઠું થશે. એ વિચારમાં હું હતી એવામાં મેં સાંભળ્યું કે પેલા લક્ષાપતી અકડશાની મીસીસ, દીનબાઈ આજ રાત્રે સરકસ જોવા જનાર છે. દીનબાઇ બહુ એશ્કી બાનુ હતી. તે જ્યારે બહાર નિકલતી ત્યારે ભારી ભપકો કરી નિકલતી હતી. હું પણ આંધલા–બેલની મીસીસ હોવાથી મગરૂર હતી, તેથી મેં ઠેરાવ કીધો કે હું પણ આજ રાત્રે ખુબ ભપકો કરીને સરકસમાં જાઉં ને મારો જરા લટકો દીનબાઇને દેખારૂં. રાત્રે જવાનો વખત થયો ત્યારે હું મારા સરવેથી ભભકાદાર કપરાં ને કીમતી ઝવેરાતના ઘરેના પેહેરીને સરકસમાં ગઇ. મેં દીનબાઇની બેઠકથી જરા દુર તેની નજર પરે તેવી એક સામેની બેઠક લીધી ને મારો

હાથ જેમ દીનબાઇને દીઠામાં આવે તેમ રાખ્યો, કારણ કે મારા હાથે પેહેરેલી કીમતી હીરાની બાંગરી તેની નજરે પરે. થોડીવારમાં ખેલ ચાલુ થયો, મીસ એમીલી ફિડલ પર પોતાની હાથ–ચાલાકી દેખારવા લાગી ને સરવે તમાશગીરોનું ધક–ધ્યાન ત્યાં હતું. પણ હું મારી બાંગરીના હીરા જે રોશનીથી ચકચકી રહ્યા હતા તે વારેઘડીએ જોયા કરૂં ને વલી સામે દીનબાઇપર પણ નજર રાખું કે તેની નજર પડી કે નહી? એમ કરતાં થોડીવારે દીનબાઇએ મારી બાંગરી તરપ નજર કીધી. હું તો મલકાઇ છલકાઇ ગઇ, કે મારી બાંગરી દીનબાઇની નજરમાં ખુંચીજ રહી હશે અને ખરેખર તેમજ બન્યું. થોડી વારમાં તેના એક માણસે મારી પાસે આવી મારા કાનમાં કહ્યું "બાઇ સાહેબ, દીનબાઇનો હું માણસ છું. બાઇને તમારી બાંગરી નજરે પડવાથી તેમને પણ એવી એક જોર ખરીદ કરવાનું મન થયું છે, માટે તમારી એક બાંગરી જરા જોવા માંગે છે તે મેહેરબાની કરીને આપશો? હું હમણા દેખાડીને પાછી લાવી આપું છું" હું તો ફુલનજી બની ગઇ ને તેને મારી એક બાંગરી કહાડી આપતાં બોલી "અરે કાંઇ નહી રે, બેલાશક દેખાડી આવોની, એમાં શું થયું" તે શખસ બાંગરી લઇ ગયો ને હું મલકાતી મલકાતી મીસ એમીલીનો તમાશો જોતી બેઠી.



મીસ એમીલી ફિડલપર પોતાની હાથ-ચાલાકી
દેખારવા લાગી. પાનું. ૨૦૬

પા કલાક થયો તે આવ્યો નહી, અરધો કલાક થયો તે આવ્યો નહી ને કલાક દોહોર કલાક થયો હજી પણ કાંઇ નહી. હું આસેપાસે ડોલા ફેરવવા લાગી, ખેલ ખલાસ થવા આવ્યો ને ઘરે જવાનો વખત થયો, તોપણ તે શખસ નજરે પડયો નહી. મરેરે શું થયું ! મેં ગીસીસ અકડ-શાને પુછયું તો કહે—મારો માણસ કેવો ને બાંગરી કેવી, મને કાંઇ ખબર નથી. પછી મેં સરકસના મેનેજરને ખબર આપી, તાં ઉભેલા કોનીસતેબલને જણાવ્યું. તેઓએ આસે-પાસે તપાસ કીધી, સરકસમાંથી માણસ નીકલવા લાગ્યા તેપર ધ્યાન રાખ્યું પણ કશો પતો મળ્યો નહી. મરેરે હવે શું કરૂં ! કયાં સુધી ખોટી થાઉં ? અંતે એતો મારી બાંગરી ગઇ, એમ હું જીવ બાલતી ઘરે આવી.

સવારના હું નાસ્તો કરી હાલમાં બેઠી હતી, એવામાં એક કોનીસતેબલ મારે ત્યાં આવ્યો. તેણે મને કહ્યું “બાઇ સાહેબ, રાત્રે તમારી બાંગરી લઇ જનાર ઠગ પકરાયો છે તથા તમારી બાંગરી હમારી આબીસમાં ફોજદાર સાહેબ પાસે છે પણ તે બાંગરી તમારીજ છે કે કેમ તેની ખાત્રી કરવા તમારી બીજી બાંગરી આપો કે ફોજદાર સાહેબ તેની સાથે મુકાબલો કરી જુએ ને તમો મેહેરબાની કરીને બરોબર અગીઆર વાગે ફોજદારની આબીસમાં જરૂર આવજો કે તમારો માલ તમારે સ્વાધીન કરશું” એમ કેહતાં તેણે પોતાનો કારડ આપ્યો. મારી બાંગરીનો પતો મળ્યો તેથી

હું ખુશીમાં આવી ને હરખમાં ને હરખમાં તેને મેં મારી બીજી બાંગરી આપી દીધી.

એ પછી બરોબર અગીયાર વાગે હું ફોજદારની આ-ફીસમાં ગઇ. મારી બાંગરી વીશે પુછપરછ કરવા લાગી પણ મારી અજાયબીનો શું પાર! ફોજદારે કહ્યું હજી કોઇ ગુનેહગાર પકડાયો નથી ને હજી તમારી બાંગરી પણ મલી નથી. ઓ વાએરે ! આ શો જુલમ ! .

“ અરે ! એમ તમે શું બોલોછો ? ” એમ કહેતાં મેં પેલો કારડ આપ્યો “ આ તમોએ કોનીસતેબલ મો-કલ્યો હતો તેનો કારડ છે, ને તે મુકાબલો કરવા તેમાની મારી બીજી બાંગરી પણ લઇ ગયો છે ને વળી એમ શું ? ”

ફોજદાર કારડ જોઇ હસવા લાગ્યો. તેણે તે બીજા એકને આપ્યો તે પણ જોઇ હસવા લાગ્યો. એમ સહુ જોઇ જોઇ હસવા લાગ્યા. એકતો મારો માલ ગયો ને વલી મારી લેવરી થવા લાગી તેથી મને તો બલાપો થઇ બરડે પાણી ઉત-રયું, પણ મરેને, પેલા, તો ખીખી ખાખા મુકેજ નહી. મેં પુછયું કારડપર એવું તે શું લખ્યું છે કે તમોને એટલું હસવું આવે છે? ફોજદારે કહ્યું—આ કારડપર નામ **મીસ્ટર ટેક-અવે** લખેલું છે.

“ વારૂં બા વારૂં, ભસતે ગીઓ, એક બાંગરી નોકર થઇ લઇ ગયો ને બીજી બાંગરી મીસ્તર ટેક-અવે લઇ ગયો. **બળ્યો એવો કલજુગ !** ”

---

## બેંડ માસ્તર.

પાલનજી પંથકીના ઘર આગળથી એક પોપટ વેચનાર નિકળ્યો. ભુચો તે જોઇ પોપટ જોઇએ કરીને રડવા લાગ્યો. થોડીવારમાં તે પોપટવાળો રસ્તામાંથી ચાલી ગયો પણ ભુચો રડતો છાનો રહ્યો નહીં, માય મમાઇ સમજાવી સમજાવી થાકયાં પંણ કેમે કરતાં તે છાનો રહે નહીં. હવે કેમ કરવું? અંતે સઉએ તેને રડતો મુકી દીધો.

થોડીવાર પછી રસ્તેથી વાજાં ગાજાં સાથે એક વરઘોડો પસાર થવા લાગ્યો. સહુ તે જોવા લાગ્યા તેમ તે ભુચો પણ છાનો રહી જોવા લાગ્યો. વરઘોડો વટાવી જતાં પાએક કલાક નિકળી ગઇ જે પછી સહુ પોતપોતાને કામે વળગ્યા, પણ ભુચો ભુલી ગયો કે હું શું કામ રડતો હતો? ઘણું યાદ કીધું પણ યાદ આવ્યું નહી તેથી પુછવા લાગ્યો:—

"માયજી, હું શું કરવા રડતો ઉતો.?"

"પોપત પોપત કરી કાન તો ખાઇ ગયો"

"હેં એમ કે? હા, હવે યાદ આવ્યું. અં—અં—અં મને પોપટ, અં—અં—અસ મને પોપટ અં—અં—અં—" ને કાન ફાટે એવો બેંડ ચાલુ થયો.

ખાસી યાદ દેવરાવી.!!

## રડોની

બુચો–બાવાજી બાવાજી, જમવાનું તૈયાર છે, તમે રડોની.

બાવા–તે કાંય રડું? કાંય વળી ?

બુચો–તમે સવારના કેતા ઉતાની કે મારે તો રડીને ખાવુંછે, તે રડી લેઓ તો પછી ખાઈએ, મને ભૂખ લાગીછે

---

## કોથળીએ ભુલી ગયા.

ભુતગલીમાં મારવાડી હટાજીની દુકાન હતી. એક દહાડે ત્યાં એક વિકટોરીયા આવી ને તે હટાજીના દુકાનપર ઊભી રહી. હટાઝી જોયછ તો ગાંડીમાં એક ખોજો ને એક અમદાવાદી વાણીઓ બેઊ બેઠા હતા. તેમની સામેની બેઠકપર એક ટ્રંક ને પાકીટ પડી હતી ને દેખાવપરથી એવું જણાતું હતું કે તેઓ રેલવે સ્ટેશનપર જવાવાળા હતા. ગાડી ઊભી રહેતાંજ ખોજાએ સામે પડેલી પાકીટમાંથી એક નાની થેલી કહાડી પેલા અમદાવાદીના હાથમાં દીધી ને પોતાના ગજવામાંથી નોટોનો બંડલ કહાડયો ને તેમાંથી સો રૂપીઆની એક નોટ કહાડતાં હટાજીને કહ્યું "એ મારવાડી, સો રૂપીઆ છુટા આપ તો" એમ કહેતાં તેણે પેલા અમદાવાદીને હાથથી ચપટી વગાડી જલદી કરવાને ઇશારત કીધી. તે અમદાવાદી, થેલી લઈ ગાડીમાંથી ઊતર્યો

પણ મારવાડીએ જોયું કે સેઠ ઊતાવળમાં છે તો કાંઈ હું પણ મારૂં કામ કરૂં, એમ વિચારતાં કહ્યું—

"શેઠ રૂપીઆ આપું પણ વટાવ ચાર આના પડશે"

"શું? ચાર આના વટાવ! અરે કંઈ વાત છે! અડધો આનો લેજે વળી".

"અડધો આનો! અડધા આનામાં નથી આપતો"

ખોજાએ જોયું કે હું ઊતાવળમાં છું તેથી એ ચીરવા માંગે છે. પણ શું કરે? વખત નથી તેથી તેણે સમજાવીને કહ્યું—

"અરે ભલા માણસ એમ શું કરે છે? આપ આપ હું તને વધારે આપું છું, જરા જલદી કર બા, ગાડીને વખત નથી"

"હા શેઠ, જલદી આપું પણ પુરી પાવલી લઈશ જો"

"હા હા, તું આપતો ખરો"

મારવાડીએ રૂપીઆ કહાડીને ઝડપથી પેલા અમદાવાદી મેતાને ગણી આપવા લાગ્યો. પાંચ દસ પચીસ પચાસ ને આ હો. મેતો તે તપાસી લેતાં પેલી હાથમાંની થેલીમાં ભર્યા, થેલીનું મોહોડું બાંધ્યું ને થેલી વિકટોરીયામાં સેઠની બાજુમાં મુકી. સેઠે સો રૂપીઆની નોટ ને ખીસામાંથી બે આની કહાડી તે, મળીને મારવાડીને દેવા મેતાના હાથમાં આપી. મેતો તે મારવાડીને આપવા લાગ્યો પણ આવો વખત જોઇ મારવાડી ભુલે કેમ? તેણે વાંધો કીધો—

"નહી સેઠ નહીં, બે આના નહી લઉં"

"અરે ભાઇ ઠીક છે, જવા દેની હવે, મુફતની બે આની મળેછ ને વળી લાહેરી શાની કરેછે? એ તો ઉતાવળ છે તેમાં, નહી તો દોડયું પણ સાનું આપું?"

"લાહેરી એમાં શાની? તમને પરવડે તો લ્યો. કાંઇ ઝબરદસ્તી છે?"

"એમ કે? ત્યારે હવે એમજ ચલાવી લઇશું. મેતા, આપ આ રૂપીઆ પાછા આપે, કંઇ નહી ઠેસનપર લેશું. ચલ જલદી કર, વખત નથી" મેતાએ નોટ ને બે આની સેઠને પાછી દીધી, પેલી રૂપીઆની થેલી વિકટોરીઆમાંથી ઉચકીને મારવાડીને પાછી આપી, તે ઝડપથી ગાડીમા ચડી બેઠો ને તેઓ ચાહોમ ગાડી ચલાવી ગયા.

"હે હે હેઃ ગાંડા કે નહી?" ગાડી ગયા પછી હટાણીએ દુકાનપરના નાના ધુરગાને કહ્યું "ઊતાવળમાં ગાંડા કોથળીએ ભુલી ગયા. ઠીક થયું, સાલ ધુરગા, રૂપીઆ પેટીમાં રાખ ને કોથળી હુંતાડી મુક" ધુરગો કોથળી પેટી પાસે લઈ ગયો, મોહોડુ છોડયું ને ખાલી કરેછ તો તેના ગભરાટનો શું પાર! ગાંડો ઘેલો થતાં ધુરગાએ ચીસ મુકી "અરે હટાણી આ તો ઢબ્બુ નીકલે!"

"હેં! ઢબ્બુ નીકલે!" હટાણીએ પોક મુકી ને તેજ ક્ષણે તે બેઊ ઊઘાડે માથે પોત્યું પકડી નાકાપર દોડી ગયા,

તેઓએ આજુ બાજુ તપાસ કીધી ને રેલવેના સ્ટેશનપર પણ જઈ આવ્યા. પણ કયાં તે વિકટોરીઆ કયાં? કશો પતો મળ્યોજ નહી. વિકટોરીઆ તો કયાંજ વટેણુ વાવી ગઈ હુતી તે હવે મળે શું? અરે રૅામ! રૅામ!!

એતો બે લુટણજીઓ શેઠ મેતો બની આવ્યા હતા. તેઓ પોતા સાથે એક ખાલી થેલી ને બીજી તેવીજ ઢબ્બુથી ભરેલી થેલી લાવ્યા હુતા. તેઓએ નોટ વટાવાની એમ પંચાત કરી મારવાડીના રૂપીઆની થેલી રાખી મુકી ને તેને બદલે તેઓ પેલી ઢબ્બુની થેલી હટા-જીઓને માથે મારી ચાલી ગયા.

---

એક નફ્ફટ છોકરાને એક દહાડે માસ્તરે કહ્યું—

"છોકરા તું નકટો કેમ થયો?"

"સાહેબ હું નકટો તો નથી"

"નકટો નહીં તો શું? તને નાક છેજ કયાં?"

"ત્યારે માફ કરજો સાહેબ, તમોજ આંધળા હુશો જેથી મારૂં આ સીસોઠા જેટલું નાક છતાં તમોને દેખાતું નથી"

---

# એ નાની છે.

સબુર સોળ વરસની ઊમરે પુગો એટલે તેના બાવા જાકબે કોઈ સારે ઠેકાણેથી તેનુ લગન કરવા ધાર્યું. જાકબ પાંચ પૈસે સુખી અને સારી આબરૂવાળો હોવાથી જ્યાં ચાહે ત્યાં કામ ઊતરી આવે તેમ હતું પણ સબુરને કોઈ છોકરી પસંદ આવે નહીં. કોઈ લાંબી કોઈ ઠીંગણી, કોઈ ભેંસ તો કોઈ પાંજરૂં; બસ સહુમાંથી એક ને એક ખોડ તે કહાડયા કરે. એક દહાડે પાસેના ઇસમાલે પોતાની છોકરી સબુરને આપવા માટે જાકબને ત્યાં સાંબુ માંગુ મોકલ્યું. ઇસમાલની છોકરી, સુઊ વાતે સારી, રૂપાળી ને સબુરને લાયક હતી તો પણ સબુર કહે-એ નાની છે. જાકબે ઘણુએ સમજાવ્યું પણ સબુર સમજ્યો નહી? અંતે ઇસમાલે પોતાની છોકરી પનામને બીજે કોઇ સારે ઠેકાણે ધામધુમથી પરણાવી આપી ને સબુરજીતો સુકાતા રહ્યા. એમ થતાં સબુરજી લોકની બત્રીસીએ ચહડયા અને પછી મોટા અડધા ગધેડા થઇ ગયા તો પણ કોઈ ઠેકાણું લાગ્યું નહીં.

એક દહાડે સબુર ગામ બાહાર દોસ્તો સાથે ફરવા ગયો હતો. સાંજના પાછા વળતાં ગામના નાકાપર કુવા પાસેથી આવતો હતો. એવામાં જોયછ તો પનામ ઊભી છે ને તેનીપાસે પાણીનું ભરેલું બેડલું જમીનપર પડયું છે. પનામ સબુરને જોઈ બોલી—

"એ ભાઈ, મારા બેડલાંને જરા હાથ આપ, મારા ત્રણ બચ્ચાં ઘરમાં રોતા હશે."

---

## તુમ ચુપાયા હમ દીકાવ,
## હમ ચુપાયા તુમ દીકાવ.

એક મોગલ ઇરાનથી માલ મુંબઇ મંગાવે તેમ મુંબઈથી માલ ઇરાન મોકલે. એમ પોતાની ટુંક પુંજીથી પરચુટણ વેપાર કરતો હતો. પણ કોચીના સાહુકારદાસે તેની પાસેથી બે હજાર રૂપીઆનો માલ લઇ, તેને રડાવાનું કીધું અને તે નાદાર થવા નિકળ્યો. બેલીફ તેની નોટીસ મોગલને આપવા ગયો. મોગલ એ ધારાથી અંજાણ્યો હતો; તેથી બેલીફને પુછવા લાગ્યો—

"બાબા ઈ કયા હય ?"

"સાહુકારદાસ લા લેતા હય ઊસકા નોટીસ હય."

"લા લેતા હય? લા કયા હય? હમ લા નહીં બેચતા."

"અરે આગા તુમ કયા બેચેગા; યેતો નોટીસી હય કે સાહુકારદાસ કહેતા હય હમારે પાસ કુછ પૈસા નહીં હય, ઊસકે વાસ્તે વો નાદાર હોતા હય, સમજા?"

"કયા સમજા! બાબા નાદાર કયા હય? હમ નહીં જાનતા."

"અંહ! વો ઇસમેં અએસા બોલતા હુએ કે હમારે પાસ કુછ પૈસા નહીં હુએ, અગર હમ કીધર છુપાયા હુએ, તુમ આકર દીખાવ."

"બડા હારૂમઝાદા હુએ! ઊ આમકું બુલા-હમ કીધર ચુપાયા—અચા કાનુન બાબા! ઊ ચુપાએગા, હમ દીકાએગા!"

બેલીફ નોટીસ આંપી ગયો ને મોગલ પેટના ખળત્રાં કહાડતો વીચારમાં ને વીચારમાં રહ્યો. અંતે આગાને પણ કોચીનો સાહુકાર થવા સુજયું. તેણે મુંબઇમાં જુદા જુદા વેપારીઓને ત્યાંથી રૂપીઆ ચાલીસ હજારનો માલ ખરીદ કરી ઇરાન ઢકેલી દીધો ને માંગનારાઓને વાયદાપર વાયદા કરવા લાગ્યો. એમ કરતાં માંગનારાઓ જ્યારે અધીરા પડી માંગવા લાગ્યા ત્યારે આગા સાહેબે કહ્યું—

"બાબા, અમારા પાસ પૈસા નહી, હમ લાકા અરજી દેતા હુએ, તુમકુ નોટીસી ભેજેગા, અગર હમ પેસા ચુપાયા, તુમ દીકાવ." !

"આગા સાબ, યે કયા બાત હુએ! તુમ કયા કીયા, હમ કયા માલુમ?"

"ઊ ઊ: બાબા ઊ સાહુકારદાસ હમારા ૬ હઝાર રૂપીઆ ખા ગયા. અમકુ બુલા-કીદર ચુપાયા, હમ દીકાવ—અબ અમ બુલતા હુએ—અમ ચુપાયા તુમ દીકાવ, ભુરો, બાબા ભુરો."

## હમારો ખુલાસો.

### આ પુસ્તકમાં બેદી ટુચકા આપેલા છે તેનો ખુલાસો નીચે આપ્યો છે.

**પાને ૩૧ મે**—સ્ત્રીએ જવાબ આપ્યો કે "મારો સસરો. ને એનો સસરો બેહુ બાપ દીકરા થાય"—તેનો ખુલાસો એ કે—તેઓ સાસુ જમાઈ હતા.

---

**પાને ૫૬ મે**, ચલક ચલાણુ—"તમારા સાળાનો સાળો તેના ભાણેજની પુઇ, તે તમારી શું થઈ?"—તેનો ખુલાસો એ કે—તે તમારી બહેરી થઈ.

---

**પાને ૧૨૪ મે**—"ડિંગ દડો ને કુપો કછમેં"—તેનો ખુલાસો એ કે 'ડિંગ દડો' તે નક્કર દડો, ને 'કુપો કછમેં' તે ⬭ આવા ઑબલૉંગ આકારનો જંગલી નાળિયરનો કાળો કોટલો જે કેટલાક ફકીર લોકો ભીખ માંગવાને પાસે રાખે છે તે બગલમાં છે સારાંસ કે—કછમાં કોઈ માતેલો ફકીર ભીખ માંગે છે તો તેને લોકો ડિંગ દડાની ઉપમા આપી એ મીસલ આપેછે કે "ડિંગ દડો ને કુપો કછમેં"

---

**પાને ૧૨૫ મે**, પાંડુ ઑલજીબ્રા—"ત્યારે હવે કહો કે તેઓએ કેમ અને શું ભાવે અંજીર વેચ્યા ને તેઓ કેટલા કેટલા પૈસા લાવ્યા"—તેનો ખુલાસો એ કે—પેહેલે તેઓએ

આનાના અગીઆર નંગ લેખે વેચ્યા ને પછી બાકી રહેલા આનાનાં એક નંગ લેખે વેચ્યા:—

**પેહેલા** ૧૦૮વાળાને ૧૧ લેખે ૯૯ નાં ૯ આના થયાં ને બાકી ૧ નો ૧ આનો થયો, મળી ૧૦ આના થયા.

**બીજા** ૮૦ વાળાને ૧૧ લેખે ૭૭ ના ૭ આના થયા ને બાકી ૩ ના ૩ આના થયા, મળી ૧૦ આના થયા.

**ત્રીજા** ૬૦ વાળાને ૧૧ લેખે ૫૫ ના ૫ આના થયા ને બાકી ૫ ના ૫ આના થયાં, મળી ૧૦ આના થયા.

**ચોથા** ૪૦ વાળાને ૧૧ લેખે ૩૩ ના ૩ આના થયા ને બાકી ૭ ના ૭ આના થયા, મળી ૧૦ આના થયા.

**પાંચમાં** ૨૦ વાળાને ૧૧ નો ૧ આનો થયો ને બાકી ૯ ના ૯ આનાં થયાં, મળી ૧૦ આના થયા.

એ રીતે તેઓ સઉ દસ દસ આનાના પૈસા લઇ આવ્યા.

---

## તોપખાનું.

એક રસ્તેથી બે ઘોડેસ્વાર પોતપોતાના બાપદાદાઓની વડાઈની ડીંગ મારતા જતા હતા.

પેહેલો કહે—અરે ભાઈ શું કહું, કોઈ વખત હમારે ત્યાં અમીરી હતી. મારા બાપના કાકા પાસે બેશુમાર ખજાનો હતો, તે લાખો ઘોડાઓ રાખતો હતો.

તેના ઘોડસલ ( તબેલા ) નો એક છેડો સુરજ ઉગેછ ત્યાં ને બીજો જ્યાં સુરજ આથમેછ ત્યાં હતો.

બીજાએ આ ડફાંસની વાત સાંભળીને તોપ મુકી—

ખરૂં ભાઈ, એ તબેલાની મેં પણ મારા મોટા બાવાપાસેથી તારીફ સાંભળી હતી, પણ તું જાણેછ કે મારા મોટા બાવા એવા પેહેલવાન હતા કે હાથમાં ફેરવવાનો તેવણનો ભાલો એટલો મોટો હતો કે તેનો એક છેડો જમીનપર ને બીજો તો આ-આ-આ આસમાનને પહોંચે.

આ વાત પેહેલાને ગલે ઉતરી નહીં તેથી તે ચીરડાઇને બોલ્યો—

" ભાઈ તુંતો ખરેખરો તોપમારૂ જણાયછ "

" કેમ વારૂ ? એમાં તોપ શેની ! "

" અરે વળી એટલો મોટો ભાલો હોય ! અને કદી હતો તો તે રાખતો કયાં હતો ? બોલ જોઉં ! "

" એમાં શું બોલવું છે ? ભલા માણસ એટલુંબી સમજતો નથી ! રાખતો હતો તારા બાપના કાકાના તબેલામાં, વળી એટલી મોટી જગ્યા બીજી કયાં હતી જે રાખે ! "

પહેલાને પેટમાં આંકડા આવવા લાગ્યા.

---

" કેમ સોલુ, તું ઇસ્કુલમાં કેટલી માર ખાયછ ? "

" ના બાવા, બીલકુલ નહી. "

" વાહ ! તે કેમ વળી ! "

" કેમ તે શું ? નફ્ફટને માસ્તર મારતોજ નથી "

## હવે શું કરસ !

બહાદૂર સ્ત્રી તે જે અજવાળામાં બીહે નહી, બારણે કોઈ ભીખારી ભીખ માંગવા આવે તો તરત બારણું બંધ કરે, જરીપુરાનાવાળાને ઉપર બોલાવી વાતવાતમાં તેનું બાહાડયું કહાડે, ચાકર નોકરની જરા ભૂલ થાય તો રમખાણ કરીને તામસ તોડે, ઘેરમાં રાત્રે ચોર ભરાયલો જણાય તો સવાર સુધી આંખ ઉઘાડે નહી, રાત્રે સંડાસમાં જવું પડે તો પોતાના માટીને બહાર બારણા આગળ ઉભો રાખે ને ભૂત પલીત વીશેની વાતો સાંભળે તો ઘરમાં એકલી બેસે નહીં. એવીએવીતો ઘણીએ સ્ત્રીની હિમ્મત વીશે હમારા વાંચનારાઓને ખબર હશે. પણ એ સઘળું હમોએ જોયલી સ્ત્રી–હિમ્મત આગળ કુછ બીસાદમાં નથી. વધૂ અચરતી જેવું તો એટલા માટે છે કે એ કંઈ તાણીતોડીને કલ્પેલું કોતક નથી, પણ ખરેખરૂં મૂંગા પેન્ટોમાઇમના ફારસ પેઠે પસાર થયલું છે.

એક રાત્રે હું થાકયો ચુકયો ઘેરે આવેલો, ભર ઉંઘમાં સુતેલો હતો. એકાએક બારણાપર ટકોરા થયા ને હું "હાં" કરીને ચમકી ઉઠયો. જોઉં છતો ઘરના સહુ માણસો ઉંઘેલા હતા અને મોહોડી રાત જણાતી હતી. બતી ઝાંખી ઝાંખી બળતી હતી. રાત અંધારી હતી ને બધું સુમસામ હતું. મેં ઘડીયાલ જોઇ. ત્રણ વાગેલા હતા. એવામાં પાછા બારણાપર ટકોરા થયા નહી, એટલે હું

સમજ્યો કે હું આજે વેહેલો સુતેલો છું તેથી ત્રણના ટકોરા સાંભળી ચમકી ઉઠયો છું. પણ નહીં. ઘડીયાલના ટકોરાથી જાગું શું! બારણાપર ફરીથી ટકોરા થયા ને બહારથી કોઈ કોમળ કંઠે મારી બઈરીનું નામ લઈ બોલાવા લાગ્યું. મારી બઈરી જાગી ઉઠી, ને ઘભરાટમાં મને પુછવા લાગી "કેમ, કોણ છે?"

મેં કહ્યું "ઘભરાયછ, શાની? એતો ઉપર રહેતી હીલ્લાં માસીની મેહેરી લાગે છે, તને બોલાવે છે. ચાલ, કંઈ કામ હોસે, જવાબ આપ"

મેહેરી પરણેલી બે ત્રણ બચાંની માય હતી. મેહેરીની માય હીલ્લાંમાસી બીજે માળપર રહેતી હતી ને મેહેરીનો વર સફરે ગયલો હોવાથી, મેહેરી પોતાની માય પાસે ત્રીજે માળપર રહેતી હતી. હીલ્લાંમાસીનું કુટંબ મોટું હતું એટલે બીજા આખા માળપર હીલ્લાંમાસી રહેતા હતા. હીલ્લામાસીનો વર આદરજી ડોસા ઘણું થયું બીમાર હતા. એવણનું બીછાનું દીવાનખાનામાં હતું. પાછળના ઓરડામાં મકુ પરણેલો સુતો હતો, અને બાકીના ઓરડા બે ત્રણ છોકરીઓ તથા આયાઓ રોકતી હતી. મારી બઈરીએ બારણું ખોલી પુછ્યું—"કેમ મેહેરી, આ વખતે!"

"કંઈ નહીરે, જરા ભીખાજીનું કામ છે."

હું મારૂ નામ સાંભળી બારણાપાસે ગયો ને પુછ્યું.—"કેમ બેન શું છે?"

"કાંઈ નહીરે, તમે જરા ઉપર ચાલો."

"ઉપર? તમારે ઈઆં? કાંય, શું છે!"

"નહી, મારે ઇઆં નહી, હીલ્લાંમાયને ઈઆં."

"કાંય! શું છે! આદરજી કાકા તો ઠીક છેની?"

"અરે નહીંરે એવું કોઈ નથી પણ તમે ઉપર ચાલો."

"પણ કાંય! કહો તો ખરી, શું છે?"

"નહી, કહેવાનું નથી પણ દેખાંડવાનું છે."

"દેખાડવાનું! વારૂં, ચાં–લો આવ્યો."

હું તો અકરાટ ઘભરાટમાં પડયો. કોણ જાણે આ ટાંણે વળી શું હશે ને શું દેખાડશે! ઉતાવળ ને ઉતાવળમાં હું તો બદીયાન જોઉંછ તો ટોપી ભુલુંછ ને ટોપી જોઉંછ તો બદીયાન ગેપ. જેમ તેમ કપડાં પેહેરી હું ઉપર ગયો. જોઉંછ તો હીલ્લાંમાસી, મકુ, તથા છોકરીઓ, સહુ ચુપચુપ પેન્ટો-માઇમ બહારથી દીવાનખાના તરફ ડોકયું કરતા ઉભા છે. હું તો દીવાનખાનામાં જવા લાગ્યો. પણ મેહેરીએ એક પણ બોલ બોલ્યા વગર મને ઇસારતથી અટકાવી, બહાર હીલ્લાંમાસી પાસે ઉભો કીધો. હીલ્લાંમાસીએ બહુ આસ્તેથી કહેવા લાગ્યા—"ભીખાજી, કંઈ જુઓછો કે!"

"ના રે માસી હું તો કશું જોતો નથી?" મેં પણ તે-વીજ રીતે આસ્તેથી કહ્યું.

"અરે તમને કાંઇ પણ દેખાતું નથી!"

"નહી, કંઈ નહી, કાંઇ જોઉંતો જાણુના!"

"આ જુઓ! આ જુઓ! આ દીવાનખાનામાં ગોલ ગોલ ફરે છે તે જુઓ! આ જુઓ! હવે તે દીવાલપર ફરે છે, તે જુઓ."

એ રીતે ઘણું આસ્તે બોલતાં આંગળના ઇસારાથી મને હીરાંમાસીએ દેખાડયું. હું તો દંગ થઈ ગયો. દીવાનખાનામાં જમીનપર કંઈ રાઉંડ ફરતું હતું. આસ્તે આસ્તે તે મોટો ઘેરાવો લેવા લાગ્યું, અને પછી દીવાલપર ચોતરફ ફરવા લાગ્યું. વળી એક ઠેકાણે થર પડયું. પછી ત્યાંથી સરીને નીચે આવ્યું, અને પાછું તેમ ને તેમ ફરવા લાગ્યું. પેહેલાંતો આ જોઈ હું પણ વીચારમાં પડયો. પણ પછી સમજ પડી ત્યારે મનમાં હસવું આવ્યું. મેં કહ્યું—"હીરાંમાસી એમ કયારનું થાય છે?"

"કોણ જાણે કયારનું થાયછ, પણ હું આદરજીને કાંજી પાવા ઉઠી હતી. પક્કા બે કલાક થયા મને નજરે પડયું છે. આદરજી બીમાર છે તેથી તેવાણને જણાવ્યું નહી ને મેં આસ્તે રહીને ગુલાંને ઉઠાડી, સુખલીને ઉઠાડી, આયાને ઉઠાડી, મેહેરીને બોલાવી અને છેલ્લે મકુને ઉઠાડયો. સહુ બીહવા લાગ્યા. વળી અચરત તો જુવો" મકુ ઓરડામાનું લાંપ લઈ આવી જોયછ તો એ બલા ગેપ થાય છે અને લાંપ મુકી આવેછે ને જોયછ તો એ બલા છે ને છેજ. હમોતો બહુ ઘભરાયા ને તમોને બોલાવ્યા. પણ એતો છે ને છેજ. હવે શું કરસ?"

મને લાગ્યું કે મારેથી હુવે હસવું શોભાશે નહીં તેથી મેં તરત ખુલાસો કીધો. હું તેઓની અચરતી વચે છાતી કહાડીને દીવાનખાનામાં પેઠો ને હાંડી તરફ આંગળી બતાવતાં કહ્યું. “હાંડીમાં આ જીવડો પડેલો છે તે બહાર નીકળી શકતો નથી તેથી માંહે તે ફરે છે અને આ તેનો ઓળો ફરે છે”

આ જોઇને મકુને હીમ્મત આવી. તે બોલ્યો—

“હુત્ત તારૂં ભલું થાયં! મારૂં તો સાંસ બંધાઈ ગયું હતું. આ છાતી થડકેછ તેતો જુઓ! હુવે જીવમાં જીવ આવ્યો ખરો.”

---

## જાતજાતનુ ઠોકવું.

“આજે એક ઝણાએ હાથીને ઠોકેયો”

“અરે એ હું બકેસે ?”

“તારા બોપના હુમ જો ખોટું કહુ તો”

“વારૂ ત્યારે કયાં ઠોકયો બોલ જોઊં”

“વરહાદના હટામાં”

---

## હો–વે.

ગામડેનો એક સલકો કરીને મારે ત્યાં ચાકરીએ રહ્યો. એકવાર મેં કાગળ લખી કવરમાં બીડયું. કાગળ લગાર ભારી હતું અને તેપર લગાડવા સ્ટૅમ્પ જોઊંછ તો

એકજ મળી આવ્યું. તે એકતો કાગળપર લગાડયું અને બીજું લગાડવા માટે બે દોઢીયાં અને તે કાગળ મળીને મેં ઉતાવળે તેના હાથમાં મુકી કહ્યું." આ કાગળપર એક સ્ટૅમ્પ મેં લગાડયું છે પણ એ ભારી છે માટે તેપર બીજું બે દોઢીયાનું લઈ, લગાડીને વેહેલો ટપાલમાં નાખી આવ."

"વા-રૂંજી-આ ચાલેલો."

અડધા કલાકમાં સલકો પાછો આવ્યો. મેં પુછયું-"કેમ સલકા, કાગળ નાખી આવ્યો?"

"હો-વે."

"ને તેપર બીજી ટીકીટ લગાડી કે?"

"લગાડી તો? મારે પોતાને હાથે બસ બરોબર તે ટીકીટની ઉપરજ બીજી ટીકીટ લગાડીને નાખ્યો."

---

## હું આંખ દેખાડું છું!

ચાંપો મુકાદમ એક મિલમાં મજુરો કને કામ લેવાપર ઊપરી હતો. એક દહાડે તેજ મિલમાં મારૂં જવું થયું. ત્યાં જોઊંછ તો મજુરો સહુ કામે વળગેલાછે અને ચાંપો મુકાદમ ઊપરી થઇને ઊભો છે. એવામાં મજુરોની સુસ્તી જોઈ ચાંપો તેઓ પર ધસી ગયો અને દમ ભરાવા લાગ્યો-" અડે તુમી કામ નહીં કરતે કે! અથાં ભગા માઝા હા ડોળા"

## હું આંખ દેખાડું છું ?



અરે ભગા માઝે હા ડોળે !

એમ બોલતાં ચાંપાએ પોતાની જમણી આંખ એક આંગળે પોહોળી કરીને તેઓને દેખાડી. આ જોઇ હું અચરતાથી પુછવા લાગ્યો—"કેમ મુકાદમ, આમ આંખ દેખાડવાનું કારણ વારૂં!"

ચાંપાએ જવાબ દીધો—"મારા સેઠની સાફ ભલામણ છે જે મજુરોપર તારે રોબ રાખવો અને જ્યારે તેઓ કામમાં સુસ્તી કરે ત્યારે આંખ દેખાડવી. તેથી હું રોબ રાખીને આંખ દેખાડું છું."

આ ખુલાસાથી મને હસવું આવ્યું. મેં કહ્યું—"ભાઇ સામટી બન્ને આંખ ઊઘાડીને દેખાડની! એમ એક આંખે સમજવાના નથી."

મુકાદમ હવે બે આંખ દેખાડી રોબ રાખેછે—"અડે ભગા માજે હા ડાળે!"

---

પટેલ—આ ઘડીયાલનું લોલક હમું કરી આલશો કે?

ઘડીયાલી—કેમ એમાં હું કરવું છે?

પટેલ—ઇ સાલતું નથી.

ઘડીયાલી—પણ ત્યારે ઘડીયાલ લાવોની!

પટેલ—બાપુ ઘડીયાલને ચોંય નથી પણ આ લોલકજ સાલતું નથી.

---

## પાંચ મિનીટનો હેરફેર.

એક દરબારી મશ્કરાએ રાજા આગળ ફરીયાદ કીધી કે "આપની દરબારના ફલાણા અમીરની હું બહુ ઠેકડી કરૂં છું તેથી તે મને મારી નાખવાની ધમકી આપે છે." રાજા એ જવાબ દીધો–"જો તે તને મારી નાખશે તો પાંચ મિનીટ પછી તેના પણ તેવાજ હાલ કરીશું."

મશ્કરાએ નમનતાઇથી માંગી લીધું–"મહારાજ કૃપા કરી પછીના કરતાં પાંચ મિનીટ પેહેલાંજ તેના એ હાલ કરવાનો હુકમ કરો."

---

"કેમ પટેલ હું કરોસો ?"
"આ ઝરા અંગરખાની કહ બાંધું સુ. ભાઇ."
"કહ વળી હું કામ બાંધોસો ?"
"હવારના વેહેલા ઊઠવુંસે તે યાદ આવે તી માટે"

---

## મેં લાયક જવાબ આપ્યો છે !

એક નાસ્તિક એક દુરવેશ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હું તમોને ત્રણ સવાલ પુછવા માંગુછું તેનો મને જવાબ આપો.

પેહેલો એકે—તમે કહોછો કે ખુદાતઆલા છે ને હું કહુંછું કે નથી, પણ જો તે છે તો તે દેખાડો કે કયાં છે?

બીજો એકે—ઇનસાન જેબી કાંઇ કરેછે તે ખુદાની મરજી વગર કરી શકતો નથી ત્યારે ઇનસાનને તેની તકસીરને માટે સજા શું કરવા જોઇએ?

ત્રીજો એકે—આતશમાં આતશ બાળ્યાથી તેને કશી અસર થતી નથી અને શએતાનની પેદાસ જહન્નમના આતશથી છે તો તેને જહન્નમની આગથી શી રીતે શિક્ષા થશે?

આટલીવાર પેલો ચુપ રહેલો દુરવેશ આ વિચિત્ર સવાલો સાંભલી તેને જવાબ આપ્યાને બદલે તેણે જમીન પરથી એક માટીનું ઢેકું ઉંચકીને તેના માથાપર ઠોકી માર્યું. ઢેકું લાગવાથી તે નાસ્તિકને ઘણું દરદ થવા લાગ્યું પણ તે દુરવેશથી કમજોર હોવાથી તેને કશું કરી શક્યો નહીં, તેથી તે રડતો રડતો શેહેરના બાદશાહ પાસે ફરિયાદ કરવા ગયો.

બાદશાહે તે દુરવેશને બોલાવ્યો ને કહ્યું કે આ શખ્સ ફરીયાદ કરેછે કે દુરવેશે મને માર્યો છે.

દુરવેશે કહ્યું "જેહાંપના, હાલ થોડા દહાડા થયા એનું ભેજું ઠેકાણે નથી. એણે મને વિચિત્ર સવાલ પુછ્યા ને તેનો મેં એને પથ્થર મારી લાયક જવાબ આપ્યો છે ત્યારે હવે એ મને ગલે પડે છે. એ જાણેછે કે–ઇનસાન જે કાંઇ કરે છે તે ખુદાની મરજી વગર કરી શકતો નથી, ત્યારે મેં એને જે માર્યો તે ખુદાની મરજીથીજ માર્યો ત્યારે તેમાં એણે તમારી આગળ ફરિયાદ શાની કીધી?"

દુરવેશના આ બોલવાથી પેલો નાસ્તિક ઉશ્કેરાઈ ગયો અને તેણે કહ્યું "ગમે તેમ હોય પણ તેં મને માર્યો માટે તને સજા થવીજ જોઇએ."

"એમ કે? ત્યારે ગમે તેમ હોય પણ ઇનસાન ને તેની તકસીરને માટે સજા થવીજ જોઈએ. એ તારા પેહેલા સવાલનો જવાબ છે. વળી તું અજબ થાયછ કે-શએતાનની પેદાશ જહન્નમના આતશથી છે, તો તેને જહન્નમની આગથી શી રીતે શિક્ષા થશે! ત્યારે તારી પેદાશ ખાકથી છે ને તને મેં ખાકનું ઢેકું માર્યું તેથી વળી તને ઇજા કેમ થઇ?"

"વાહ! હું ખાકનો છું તો મને ખાકનું ઢેકું ઇજા ન કરે?"

"વાહ! ત્યારે આતશને આતશના શોલા અસર નહી કરે? એ તારા બીજા સવાલનો જવાબ છે. છેલ્લે તું બેઈમાન થઇ કેહેછ કે—અગર જો ખુદા છે તો તે દેખાડ કે કયા છે? ત્યારે તને લાગવાથી જે દરદ થાય છે તે દેખાડ કે તે કયાં છે?"

"અરે પણ દરદ કાંઇ વસ્તુ છે કે તને દેખાડું!"

"ત્યારે ખુદા પણ કાંઈ જોવા જેવી વસ્તુ છે કે તે હું તને દેખાડું! એ તારા છેલ્લા ત્રીજા સવાલનો જવાબ છે."

આ જવાબોથી પેલો નાસ્તીક કાંઈ બોલી શકયો નહીં ને તેને ચુપ રહેલો જોઇ દુરવેશે બાદશાહને કહ્યું—જહાંપના

મેં એને બીલકુલ માર્યો નથી પણ એ નાસ્તિકને એના સવાલોનો મેં માત્ર લાયક જવાબ આપ્યો છે. અને જે બાબતની એને સમજ ન હુતી તેની મેં એને સમજ આપી છે માટે એણે મારો ઉપકાર માનવો જોઇએ. જેમ કે મીઆં ફેરાનકે કહ્યું છે—

ઉસ્તાદ સીખાને કે લીએ ગર તુજે મારે,
વો માર નહી પર ફુલોંકી બોછાર સમજના.

———:o:———

## નવરોજીનો ધોબી.

ફરદુનજી પેહેલે માળપર રેહતો હુતો ને નવરોજી તેજ ઘરમાં બીજે માળપર રેહતો હુતો. એક દહાડે ફરદુનજીને કોઇ લગ્નની મીજલસમાં રાતના પાન ગોલાબ લેવા પધારવાની ચીઠી આવી. ફરદુનજીએ રાતના ત્યાં જવાનો વિચાર કીધો તો તેવણના બુચા સાવકે તેવણની સાથે જવાની ખાહેશ દેખાડી. ફરદુનજીએ કહ્યું "વારૂં, પણ સાવક જો તો મારો રેશ્મી કોટ કબટમાં હુશે તે ને તારો પણ જો ને બેઉ બહાર કહાડીને તૈયાર રાખ કે રાતના ફાંફા મારવા ન પડે"

સાવક કબટ ખોલી કોટ જોવા લાગ્યો ને ફરદુનજી કંઇ કામે જવા ઘરથી બહાર નિકળ્યો, પણ ચાલમાં આવતાં જોયછ તો બીજા માળના દાદર પરથી એક શખસ બે

કોટ ખાંધપર મારી નીચે ઉતરતો હતો જેને ફરદુનજીએ પુછ્યું—

"તું કોણ છે?"

"હું ધોબી છું સાહેબ"

"તું નવરોજીનો ધોબી છે?"

"હા જી, નવરોજીનો ધોબી છું"

"ત્યારે તો સબર, હું તને બે કપડા અસ્તરી કરવા આપું છું—અરે સાવક સાવંક, કોટ બહાર કહાડયા કે? લાવતો, જરા ચોળાઇ ગયા હશે તે આ ધોબીને આપું કે અસ્તરી કરી લાવે"

સાવકે કોટ લાવી હાજર કીધા ને ફરદુનજીએ ધોબીને આપ્યા ને કહ્યું "આ જો રેશ્મી કોટ છે, જરા થંડી અસ્તરી કરજે. જે તું કેહશે તે આપસ પણ જો આજે પાંચ વાગતામાં તો જરૂર લઇ આવજે હો."

"વા—રૂં સાહેબ, આ નવરોજી સેઠના કોટ પણ અસ્તરી કરીને આજે જલદી લાવવાછે. એ બધે પાંચ વાગાની આગળ તૈયાર કરી લાવું છું સાહેબ" એમ કેહતો ધોબી ચારે કોટ ખાંધપર મારી ચાલતો થયો.

* * * * * *

પાંચ વાગ્યા ધોબી આવ્યો નહી. સાડાપાંચ વાગ્યા પણ ધોબી આવ્યો નહી. છ વાગ્યા, સાત વાગ્યા, પણ ધોબી

આવ્યો નહી. ફરદુનજી, ઊપર નવરોજી પાસે જઇ પુછા કરવા લાગ્યા "નવરોજી બા તમારો ધોબી આવ્યો કે?"

"ના બા, નથી આવ્યો. એતો પંદર દહાડે ખેપ લાવેછ તે હમણા કાંથી આવે!"

"પણ આજે તમોએ કોટ અસ્તરી કરવા આપ્યા છે તે પાછા લાવ્યો કે નથી લાવ્યો?"

"ના ભાઇ, મેં આજે કોટ બોટ કાંઇ આપ્યુંજ નથી."

"શું કાંઇ આપ્યુંજ નથી! તમારો ધોબી બે કોટ ખાંધપર મારી દાદરપરથી ઊતરતો હતો, મેં પુછ્યું કે તું નવરોજીનો ધોબી છે? તો કહે–હા, હું નવરોજીનો ધોબી છું તે પરથી મેં મારા બે કોટ અસ્તરી કરવા આપ્યા ને તાકીદ કીધી કે પાંચ વાગતાની અંદર લાવજે. તેણે કબુલ કીધું ને તમારા કોટ સાથે મારા કોટ પણ ખાંધપર મારી લઇ ગયો ને વળી તમે ના શું કહોછ!"

"હેં, એમ કે!" એમ કેહતો નવરોજી ખીટીપર જોયછ તો તેની અચરતીનો શું પાર! ખીટીપર કોટ નથી, ને આજુબાજુ જોયછ તો ત્યાંએ બે કોટમાંથી એકે નથી. તેણે ગુચવાઇને કહ્યું "હા રે ફરદુનજી, કોટતો ગયા!"

તેઓ બેઊએ તપાસ કીધી ને ધોબીગલીમાં પુછપરછ કરી આવ્યા પણ તે ધોબીનો પત્તો મળ્યોજ નહી.

* * * * * *

એ તો કોઇ ઉઠાવગીર તે ઘરપર ચડી ગયો હતો. બીજાં માળપર નવરોજીને ત્યાં જતાં તેણે જોયું તો ઓરડામાં કોઇ નથી, જ્યાંથી બે ડુગળા ખાંધપર મારી દાદરપરથી પાછો ઉતરવા લાગ્યો. એવામાં વળી ફરદુનજીએ તેને ધોબી જાણી પોતાના બે કીમતી કોટની નંધાજેશ કીધી જે તે લઇને ચાલી ગયો હતો. બાકી ધોબી કેવો ને અસ્તરી કેવી !

———:o:———

## સોનુ જોંયે કસી ને માણુસ જોયે વસી.

એક દહાડે બાદશાહ મહમદ અફઝલના સાંભળવામાં આવ્યું કે પૂર્વ તરફના લોક ઘણા બેશરમ ને બેહુયા છે. એ વાતની અજમાઇશ કરવાનો બાદશાહે ઠરાવ કીધો ને તે માટે તેણે ચાર દીશા તરફથી ચાર રામેશગરોને પોતાની દરબારમાં બોલાવી. એ પછી તેણે ચાર રાત સુધી પોતાની બાદશાહી મીજલસ ભરાવી ને તેમાં દર રાત્રે પેલી રામેશગરો માહેથી એકને બોલવી નાચ કરી પોતાનો હુન્નર દેખાડવા ફરમાવ્યું. એ રીતે ચાર રાત મિજલસ જારી રાખીને તે ચારે રામેશગરોની અજમાયશ નીચે પ્રમાણે કીધી.

પેહલી રાતની મીજલસમાં પશ્ચિમ દીશા વાળી રામશગરનું આવવું થયું જેણે પોતાના નાચના હુન્નરથી બાદશાહ અને સહુ અમીર ઉમરાવોને છકક કરી ના-

આ. જયારે થોડીક રાત બાકી રહી ત્યારે તેને બાદશાહે સવાલ કીધો—

"અએ રામશગર, અબ રાત કીતની બાકી હુએ?"

"જેહાંપનાહ; અબ થોડી બાકી હુએ."

"વો કયસા માલુમ કીયા ?"

"આલમપનાહ, મેરી નથકે મોતી અબ થંડે લગતે હુએ ઊસ્સે"

આ જવાબથી બાદશાહ ખુશી થયો ને તેને ઇનામ આપી તેણે તે રાતની મીજલસ બરખાસ્ત કીધી.

* * * *

"બીજી રાતના દક્ષીણ દીશાવાળી રામશગરનો વારો આવ્યો જેણે પોતાના નાચના હુન્નરથી આખી મીજલસને ખુશી કીધા પછી જયારે થોડીક રાત બાકી રહી ત્યારે બાદશાહે તેને સવાલ કીધો—

"અએ રામશગર, અબ રાત કીતની બાકી હુએ ?"

"જેહાંપનાહ, અબ થોડી બાકી હુએ"

"વો કયસા માલુમ કીયા ?"

"આલમપનાહ, પાનકા બીડા અબ મુજે ફીકકા લગતા હુએ ઊસ્સે"

આ જવાબથી બાદશાહ ખુશી થયો ને તેને પણ ઇનામ આપી તેણે બીજી રાતની મીજલસ બરખાસ્ત કીધી.

* * * *

ત્રીજી રાતના ઊત્તર દીશા વાળી રામશગરને બોલાવવામાં આવી, જેણે પોતાના હુન્નરની ખુબીથી આખી મહેફીલને ખુશ કીધા. પછી થોડીક રાત બાકી રહી ત્યારે બાદશાહે તેને તેજ સવાલ કીધો—

"અએ રામશગર, અબ રાત કીતની બાકી હુએ ?"

"જેહાંપનાહ, અબ થોડી બાકી હુએ"

"અચ્છા, વો કયસા માલુમ કીયા ?"

"આલંમપનાહ, ચરાગકી રોશની અબ મન્દી લગતી હુએ ઉસ્સે"

આ સાંભળીને પણ બાદશાહ ખુશી થયો ને તેને પણ તેણે ઇનામ આપી ત્રીજી રાતની મીજલસ બરખાસ્ત કીધી.

* * * *

ચોથી રાતના પૂર્વ દીશાવાળી રામશગર આવી લાગી જેણે પોતાના નાચથી સર્વેને રાજી કીધા પછી જ્યારે થોડી રાત બાકી રહી ત્યારે બાદશાહે તેને પણ તેજ સવાલ કીધો—

"અએ રામશગર, અબ રાત કીતની બાકી હુએ ?"

"જેહાંપનાહ, અબ થોડી બાકી હુએ"

"વો કયસા માલુમ કીયા ?"

"જી, મુજે ઝરા ખતરા હાજતકા હુવા હુએ ઉસ્સે"

આ જવાબથી બાદશાહને ખાત્રી થઇ કે ખરેખર પૂર્વ દીશાના લોક ઘણાજ બેશરમ છે ને તે બાદશાહી મીજલસને લાયકના નથી. તેથી તેણે તેને કહ્યું—

"અચ્છા તુમ ખતરેસે ફરાગાત પાને જાઓ"

એ રીતે બાદશાહે તેને રૂખસતનો પેંડો આપી મીજલસ બરખાસ્ત કીધી.

---

## સ્ત્રી ચરિત્ર.

એક પાદરી ઘણો દોલતમંદ ને પરકાજુ હતો. જે તે વચ્ચે વાંધો પડયો હોય તો તે પારકી પંચાત ગલે લઇ પાદરી સાહેબ તેઓને સમજાવીને પતાવી આપે.

એક દિવસે તે પાદરી થોડી બીમારીથી બીછાનાપર પડયો હતો તેવામાં તેની પાસે એક સ્ત્રી આવી ઉભી અને તે કાલાવાલા કરી કેહેવા લાગી કે મારો ભરથાર એક સોની છે, તે પોતાના ધંધામાં ઘણો ચાલાક ને પાંચ પૈસા કમાઉ હોવા છતાં ખુદા જાણે તે શું કામ મારાપર એટલો જુલમ ગુજારે છે કે વાતવાતમાં મને ઘણો અપમાન ને માર કુટ કરવા પણ ચુકતો નથી, માટે રે ભલા પાદરી સાહેબ તેને બે બોલ કહીને સારી સલાહ આપશો તો તમારી મોટી મેહેરબાની થશે. પાદરીએ દિલગીર થઈ કહ્યું—

"બાઇ હું જરા બીમાર છું તેથી તમારે ઘેર હું આવી શકું તેમ નથી પણ જો તમે તેને અહીં તેડી લાવો તો હું તેને જરૂર બે બોલ કહીને નસીહત કરીશ"

"પણ તેને અહીં લાવતાં જો તે સમજી જશે કે આ

કારણ છે તો તે કદી આવનાર નથી, માટે 'પાદરીબાવા કાંઈ સોદો કરવા બોલાવે છે' એવું બહાનું કરીને હું તેડી આવું છું. તે આવેથી પેહેલેં તમે એક બે દાગીના જોજો તો વાત મળતી આવશે તે પછી તેને જરા સારી જેવી નસીહત કરજો"

"અલબત હું જે કેહેવાનું હશે તે કહીશ ને ઘણી નસીહત કરીશ. કોઇનું ભલું થતું હોય તો તેમાં હું ઘણો ખુશી છું"

"ઘણી મેહેરબાની" એમ કહી પેલી સોનારણ ચાલી ગઈ.

* * * *

બીજે દીવસે તે સોનારણ સોનીને લઇને પાછી તે પાદરી આગળ આવી. સોનીએ પાદરીને નમસ્કાર કરી સાથે લાવેલો દાગીનાનો દાબડો ટેબલપર મુકયો ને કહ્યું "મેહેરબાન સાહેબ, આપે જે દાગીના મંગાવ્યાછે તે હું લાવ્યોછું".

"ઠીક છે સાહેબ, પણ તમે જરા મેહેરબાની કરી આ પાસેના ઓરડામાં આવો તો, મારે તમને કાંઇક વાત કેહેવી છે"

એમ કેહેતાં પાદરી પાસેના ઓરડા તરફ ચાલ્યો ને સોની તેની પાછળ ગયો. જ્યારે તેઓ બન્ને ઓરડામાં ગયા ત્યારે પાદરીએ ઘણાજ અસરકારક શબ્દોમાં તેને લગ્નની ગાંઠ કેટલી પવિત્ર છે તે બાબત બોધ દેવા માંડયો. સોની

વચમાં બોલવા લાગ્યો પણ પાદરીએ કહ્યું વચમાં ન બોલો, હું શું કહુંછું તે સાંભળી લ્યો, પછી તમારે જે કેહેવું હોય તે ભલે કેહેજો. એમ કહીને પાદરી વળી પાછો બોધ દેવા લાગ્યો ને છેલ્લે તેણે કહ્યું કે "મારા મિત્ર તું આવા સારા ને મીઠા સ્વભાવનો ભલો માણસ થઇને પોતાની ઓરતને મારે એ–"

"પાદરી સાહેબ તમો ભુલો છો, કારણ કે હજી હું પરણ્યોજ નથી તે વળી મારી ઓરત કેવી ને માર કેવી !"

"તમે શું કહો છો મારા સાહેબ ! તમારી ઓરત કાલે મારી પાસે આવી હતી, તમારી જુલમી ચાલચલણ માટે તમને થોડી નસીહત કરવા મને કાલાવાલા કરી કહી ગઇ છે, હમણા પણ તે તમારી સાથેજ આવી છે ને વળી તમો કહો છો કે મારી ઓરત કેવી ને માર કેવી !"

"શું તે મારી ઓરત ! ને તેને મેં મારી ! અરે એતો તમારા ઘરની દાસી છેની ! એ આજે મારે ત્યાં આવી 'મારા શેઠ પાદરી સાહેબને સોનાના દાગીના જોઇએછ, તે માલ સારો હશે તો મોં માંગ્યો મૂલ દેશે' એમ કહીને મને તમારે ત્યાં બોલાવી લાવીછે, તે વળી મારી ઓરત કેવી !"

"પણ મારી કોઇ દાસી છેજ કયાં કે તેની વાત ?"

"ત્યારે મારી ઓરત છેજ કયાં કે તેની વાત !"

એમ આમનસામન ખુલાસો થવાથી તે પાદરી ને સોની અચરતીમાં પડયા ને તરત દોડતા બહાર આવ્યા ને જોયછ

તો તેઓના ગભરાટનો શું પાર! તે સ્ત્રી નથી ને પેલો સોનાના દાગીનાનો દાબડોએ નથી. તેઓ ગભરાટમાં રસ્તા પર દોડી આવ્યા, આમતેમ ફાંફા માર્યા, પોલીસ—પોલીસ બૂમ મારી ને ઘણી તલાશ કીધી પણ કશો કાંઇ પત્તો મળ્યોજ નહી.

* * * *

એ તો કોઇ કલજુગના કાળા કર્તુકની સ્ત્રી હતી. તે પેલા પાદરી ને સોની બેઉને એમ ચૅટ બનાવીને જ્યારે તેઓ ઓરડામાં ગયા ને વાતચિત કરવા લાગ્યા ત્યારે પાછળથી તે દાગીનાનો દાબડો ઉઠાવી લઇ ત્યાંથી અગિયારા ઘણી ગઇ, બાકી સોનારણ શું ને દાસી શું.!

---

## જેવાને તેવું.

એક ગોરાણી ઘણી ચીબાવલી હતી. વાતવાતમાં એવો-આટો બાંફે કે સામેવાળાનુ પાકીને પોળો થાય. તેની પડોસણ હીલાંમાસી પાંચ પૈસે સુખી હોવા છતાં એવા લોભી હુતા કે મરતાંબી કોઇને દમડી ચખાવે નહીં. એક દહાડે હીલાંમાસીની કમરપરની કુસ્તી બહુજ ઘસાઇ પીસાઇ જવાથી તેવણે એક નવી જાડી કુસ્તી વણી લાવવાને પેલી ગોરાણીને ફરમાસ કીધી. હુકમ પ્રમાણે જાડા સુતરની કુસ્તી વણીને ગોરાણી તેવણને ત્યાં લઇ ગઇ. હીલાં માસીને ત્યાં આ વખતે

બાહારના કેટલાક બૈરાંઓ મળવા આવેલા હતા. ગોરાણીને જોઇ હીલાં માસીએ સખી દીલથી પુછયું-

"તું કહુતી લાવેલી કે દીકરી ?"

ગોરાણીએ ઉતર'વાળ્યો-"હા જી લાવીષ."

"'લાવ જોઊં, લગરીક જાડી કીધેલી કે ?" હીલ્લાં માસીએ જોવા માંગી.

"જી હા માય, ઢોલ્યાની પાટી જેવી જોઇ લ્યો"

ગોરાણીએ એવી ખાત્રી આપતાં કુસ્તી કહાડી હીલાં માસીના હાથમાં આપી. પણ હીલાં માસીને તે રસા જેવી કુસ્તી છતાં પણ જીણી લાગી. અને તેવણ છછણી પડયા-

"જાડડી આકે ? તુ મરેરે કહુતીની વણુતી, એતો કરો લીઆનુ જાલું. પાંચ વરહુભી ની ટકવાની."

"શું કેહો માય ? પાંચ વરહ ? અરે પંદર વરહ ચાલે ચાલે, ને વલી ગલામાં નાખી ફાંહો ખાઓ તોએ ઇ તુતે નહીં. જોઇએ તો અજમાવી જુઓ, હમજ્યા ?"

એમ કહેતાં કહેતાં ગોરાણીએ ફાંસો ખાઇ અજમાવી જોવાની હીલાં માસીના ગલે હાથ ફેરવીને ઇસારત કીધી.

---

એક મેહેતાજીએ છોકરાઓને સમજાવ્યું કે "ગરજ એ શોધની માતા છે"

આ સાંભળી એક છોકરાએ સવાલ કીધો "વારૂં, ત્યારે એનો કોઈ બાપ પણ હશે કે નહી ?"

## બાદશાહી ઈનામ

એક અમીર ઘણો કુબેલ શખસ હોવાથી બાદશાહનો ઘણો માનીતો હતો પણ ભલા માણસમાં વળી એક એવી ટેવ હતી કે જ્યાં પણ તે બેઠો હોય ત્યાં તે પોતાની દાઢીના બાલ તોડયા કરે. તેનામાં એ આદતે એવી જડ ઘાલી હતી કે બાદશાહે એ બાબતે કેટલીક વખત ટીકા કીધા છતાં પણ તે પોતાની. એ બુરી આદત છોડી શકયો નહી.

એક દહાડે બાદશાહ અને તેના અમીરો કોઇ ગંભીર વિચારમાં બેઠા હતા એવામાં પેલો અમીર પણ વિચારમાં ને વિચારમાં લીન થઈ બેઠો પોતાની દાઢીના બાલ તોડતો હતો તેપર બાદશાહની નજર પડી જેથી તેણે ગુસ્સે થઈ કહ્યું—"અગર તું ફરીથી એ પ્રમાણે દાઢીના બાલ તોડશે તો તું મોટી સજાને પાત્ર થશે"

હવે એક દહાડા પછી એવું બન્યું કે જે બાબત માટે તે બાદશાહ અને તેનાં અમીરો ગંભીર વિચારમાં હતા તે વાત વિશે પેલા દાઢી-તોડુ અમીરને ખરો વિચાર સુજી આવ્યો જેનો તેણે બાદશાહ આગળ ખુલાસો કીધો. એથી બાદશાહ તેનીપર ખુશી થયો ને તેનાપર મેહેરબાન થઇ બોલ્યો—"હવે તું માંગ, જે માંગે તે આપું"

તે અમીરે હાથ જોડી ગંભીરાઇથી માંગી લીધું—"જે-હાંપનાહ, મને માત્ર એજ જોઇએછ કે મને મારી દાઢીના બાલ તોડવાની રજા દેવી"

---

"અરે ખુશરૂ, છરી ક્યાં?"
"કાંટાની પાસે, સાહેબ"
"અને કાંટો ક્યાં?"
"છરીની પાસે"
"પણ એ બન્ને ક્યાં છે?"
"બંન્ને સાથેજ છે ને સાહેબ"

---

એક અમીર બાદશાહની ઘણી ઈતરાજીમાં આવી ગયો તેથી બાદશાહે તેને ફાંસી દેવાનો હુકમ કીધો. લવો તે અમીરનો દોસ્ત હોવાથી તેણે અમીરને બચાવી લેવાનો ઠેરાવ કીધો તે માટે તે બીજે દિવસે બાદશાહ આગળ ગયો. તેને જોતાંજ બાદશાહ તેની મતલબ સમજી ગયો. તેથી તેણે જણાવ્યું "લવા, તારી મેહેનત ફોકટ છે, હું કસમ ખાઇ કહું છું કે તું હમણા જે અરજ કરશે તે હું બીલકુલ બહાલ રાખીશ નહી"

લવો કરગરી બોલ્યો—"જેહાંપના, હું દિલગીર છું પણ મારી એ અરજ છે કે તમો કોઇબી રીતે એ અમીરને મારી નાખો કારણ કે એણે મને ઘણું દુઃખ દીધું છે"

અલબત બાદશાહને પોતાનો કસમ પાલવો પડયો. ને તેણે તે અમીરને માફી બક્ષી.

---

"બુચા દાંત વગરનો પ્રાણી કયો?"
"મારી બ–પ–ઈ!"

---

# બીલાડી પુઃ

એક મીઆંને રસ્તે ચાલતાં બીજા એક મીઆં સાથે મુલાકાત થઇ. તેઓ વચ્ચે થોડીક વાતુચિત થયા પછી પેહલા મીઆંએ બીજાને પુછ્યું—

"હઝરત આપકા નામ ક્યા ?"

બીજાએ નમનતાઇથી જવાબ દીધો—"બંદેકા નામ—ગરીબ લાચાર મોહતાજ શેખ વાહજી"

એ પછી બીજા મીઆંએ પેહલાને પુછ્યું—

"જનાબ આપકા નામ કયા ?"

પેહલા મીઆંએ વિચાર કીધો કે એણે પોતાનો નામ ગરીબી ને બીજા મોટાઇના બોલો સાથે કહ્યું છે માટે હું પણ એવીજ રીતે ગરીબાઇના બોલો સાથે મારો નામ કહું: તેણે કહ્યું—

જનાબ બંદેકા નામ—આખ થુ : બીલાડી ગુઃ મીઆં શેખ નથ્થુઃ "

---

એક શખસે એક વાજીંત્ર-શિક્ષક પાસે જઇને પુછ્યું "મને હારમોનિયમ શિખાડવાની તમો શું ફી લેશો ?"

માસ્તરે જવાબ દીધો "હું પેહલે મહિને ચાર રૂપીઆ ને બીજે મહિનેથી બે રૂપીઆ લઇશ."

આ સાંભળી તે શખસ બોલ્યો "ત્યારે તો સાહેબ, હું બીજે મહીનેથીજ આવીશ, કે જેથી મને જરા કિફાયત પડે."

---

## ગાલ્ શાને આલે!



માલમે મુક્કી દેખાડી ને બાપડો કપુરચંદ પાવડીએ હાથ દઇ ભાગી છુટયો.

## ગાલ શાને આલે ?

કપુરચંદ કશરીઓ રૂઉનો વેપારી હતો. એક વેળા તેણે રૂઉની ૫૦ ગાંસડી લીવરપુલ ચડાવવાં શીપીંગ ઑર્ડર લીધો ને તેની કસટમપાસ કરાવી સાથે લઇ વિકટોરિયા ડૉકમાં તે ઇસ્ટીમર માલ ક્યારે લેશે તેની ખબર કહાડવા પોતે ગયો. તેણે બોર્ડપર ચીઠી ને ઑરડર માલમને દેખાડીને પુછયું—

"હાણં માલ કબ મંગતા સે ?"

માલમ સાહેબ ઘણો કામમાં હોવાથી તેણે કશો જવાબ દીધો નહી તેથી કપુરચંદ વારેઘડીએ તેને પુછવા લાગ્યો. આખરે માલમે કંટાળીને કહ્યું—

"ટૂ મારો મૉર્નીંગ, ગો ઑન"

આ સાંભળી કપુરચંદ જટ છછણી પડયો—

"તારા બોપની માની * * રા*ના ગાલ શાને આલે?"

માલમે મુકકી દેખાડી ને બાપડો કપુરચંદ પાઘડીએ હાથ દઇ ભાગી છુટયો. રૅામ ! રૅામ ! !

---

એક શખસ જે લખી જાણતો ન હતો તેણે કોઇ બીજા શખસને કહ્યું—"મેહેરબાની કરી મને એક કાગલ લખી આપો"

તેણે જવાબ દીધો —"ભાઇ મારાં પગ દુઃખે છે"

આ સાંભળી તે અભણ શખસ અચરતીથી બોલ્યો—

"હુ તમને ક્યાં મોકળવા માંગતો નથી પણ માત્ર કાગળ લખી આપવા કહું છું"

"તે ખરૂં, પણ મારૂં લખેલું બીજો કોઇ વાંચી શકતો નથી તેથી તે વાંચવાને મનેજ છેક કાગળ લખેલે ગામે જવું પડે છે"

---

એક અમીર ને એક પંડીત બેઉ સાથે ટેબલપર જમવા બેઠા. પંડીત તરેહવાર વાનીઓ ઝપો ઝપ ખાવા લાગ્યો તે જોઇને અમીરે પુછયું "પંડીતોને સ્વાદિષ્ટ ભોજનમાં હાથ ઘાલવાનો શું હક છે!"

પંડીતે જવાબ દીધો "કેમ નહી? શું તમે એવું ધારો છો કે ઇશ્વરે સારી ચીજ માત્ર મૂરખાઓને માટેજ પેદા કીધી છે?"

---

એક શખસ ઘોડાપર સવારી કરવા શિખતો હતો. એક દહાડે તે ઘોડો દોડાવતાં દોડાવતાં પડી ગયો પણ તેને કાંઇ ઇજા થઇ નહી. એ વીશે તેણે પોતાના મિત્ર આગળ વાત કીધી–"હું ઘોડો દોડાવતાં એકદમ પડી ગયો પણ મને કાંઇ વાગ્યું નહી, એ પણ એક અચરત કે નહી?"

તેના મિત્રે જવાબ દીધો–"હું: એમાં અચરત શું? એતો તમને ઘોડાપરથી પડી જતાં સારી રીતે આવડે છે તેમાં. પણ જો પડી જતાં ન આવડતું હોત તો તમારા હાડકાં પાંસળાં ક્યારના રંગાઇ ગયાં હોત"

---

# તમારો બુલંદ ઘોડો !

એક રાજા ઘોડાઓનો ઘણો શોખીન હતો. તેણે ઘણા નામીચા અરબી, પરશિયન, આસ્ટ્રેલિયન, વેલર ને કાઠિયાવાડી ઘોડાઓ રાખ્યા હતા.

વિષેશ કરીને તેનો એક સફેદ કાઠિયાવાડી ઘોડો, હંસલો, કે જે ઘણો શોભાયમાન દેખાવનો હતો તે પર તેનો ઘણોજ પ્યાર હતો. રાજા વારૂમવાર શીકારે જતાં તે ઘોડા પર સ્વારી કરતો હતો.

એક વેળા રાજા હંસલા પર સવાર થઇ ગામ બહાર શિકારે ગયો જ્યાં એક ખુબસુરત હરણ તેની નજરે પડયો જેની પાછળ રાજાએ ઘોડાને દપટાવ્યો. પણ આગળ જતા એક ખાહી આડી આવી જ્યાંથી પેલો હરણ કુદીને નીકળી ગયો. રાજાએ પણ હંસલાને તેની પાછળ કુદાવ્યો પણ ખાહી ઘણી પોહોળી હોવાથી તે ખાહીના છેડા પર પટકાઇ પડયો. રાજાને કાંઈ ઇજા થઇ નહીં પણ તેના વહાલા હંસલાને ઘણું વાગ્યું. વઝીર જે રાજાની પાછળ પાછળ હતો તેણે તરત આવીને રાજાને પોતાના ઘોડા પર સ્વાર કરી ત્યાંથી રાજ મેહેલમાં લઇ ગયો, જ્યાં આવતાં રાજાએ પોતાના હંસલા ઘોડાને સાજો કરવાનો વૈદ્યોને હુકમ કીધો. પણ ઘોડાની તપાસ કરીને વૈદ્યોએ મત આપ્યો કે ઘોડો તદન ખંડિત થયલો છે ને તેની જીવવાની આશા થોડીજ છે. આ સાંભળી રાજા ઘણો દિલગીર થયો ને તેણે ચીર-

## આ આ! તમારો હંસલો ઘોડો !!



રાજાની નજરે એક ખુબસુરત હરણ પડયો જેની પાછળ
તેણે ઘોડાને દપટાવ્યો. પાનું ૨૫૧.

ડાઇને પોતાના દરબારીઓને કહ્યું-"જે શખસ મારા આ હંસલા ઘોડાના મોતની ખબર લાવશે તેને હું એકદમ ફાંસીને લાકડે લટકાવી દઇશ."

એ સાંભળી દરબારીઓ ગુચવણમાં પડયા કે ઘોડો જો મરણ પામ્યો તો તેની ખબર જે કોઇ રાજાને કેહેશે તેને મોતની સજા થશે અને જો એવી ખબર રાજાને તરત ન જણાવશું તો પણ માર્યા જવાની વાત છે, માટે કોઇબી તજવીજે ઘોડાની જાન બચાવી લેવી જોઇએ. તેઓએ ઘણી મેહેનત લઇને ઘોડાની માવજત કીધી પણ જીંદગીની દોરી તુટી તે કોઇ સાંધી શકે છે? થોડા દહાડામાં તે ઘોડો મરણ પામ્યો, ને એ ખબર રાજાને કેહેવાની કોઇએ હિંમત કીધી નહી. અંતે એક મશકેરાએ તે કહેવાનું માથે લીધું ને રાજા પાસે જઇ કહેવા લાગ્યો-"અરરર, મેહેરબાન તમારો ઘોડો!-અરે પેલો સુંદર ઘોડો!--તમો સાહેબનો પ્યારો ઘોડો!-ઓ ખુદા! પેલો તમારો બુલંદ ઘોડો-અરે! તમારો માનીતો ઘોડો!-ઓ ઓ! પેલો હંસલો ઘોડો!

એવામાં વચ્ચે બાદશાહ બોલ્યો-"હું ખચ્ચીત કહું છું કે તે મરી ગયો!"

મશકેરાએ કહ્યું-"હુઝુર સાહેબ, તમે પોતેજ તે ઘોડાના મરણની ખબર કહી. હવે ફાંસી કોને દેશો?"

---

બાદશાહ અકબરની મજલસમાં લાડ અને કપુર ના-મના બે ગવૈયાઓ ઘણા મશ્કરા સ્વભાવના હોવાથી બાદશાહ વારેઘડીએ તેઓથી ટોલટપા કરતો હતો.

એક દહાડે બાદશાહે તેમને હુકમ કીધો-“અજી ગાઓ”

એકે જવાબ દીધો-“નહીંજી ગાઓ નહીં, બએલ”

આ સાંભળી બાદશાહે ફરીથી કહ્યું-“અજી કુછ બોલ”

તેણે જવાબ દીધો-“હુઝુર, બીસ રૂપએ મોલ”

આ જવાબથી બાદશાહ ચીરડાઇ ગયો ને તેણે ગુસ્સાથી કહ્યું-“ક્યા હરામઝાદા હુએ !”

તે ગવૈયાએ જવાબ દીધો-“નહીંજી, અગર હરામઝાદા હો તો એક કૌડી ન લું”

હવે તો ઘણું થયું. બાદશાહ સહુની વચ્ચે ખશિયાણો પડી ગયો જેથી તેણે તેને તથા તેનાં ગોઠીઆને દેશનીકાલની સજા કીધી ને કહ્યું કે “જો આજથી તમે મારા મુલકમાં રહેશો તો હું તમને મોટી સજા કરીશ”.

આ સજા સાંભળી તે બેઉ ગવૈયાઓ ત્યાંથી ચાલી ગયા. તેઓ આખો દહાડો શેહેર બહાર જંગલમાં ગુજારવા લાગ્યા ને દરેક રાત તેઓ છાનામાના શેહેરમાં આવી કહાડવા લાગ્યા.

એક દહાડે એવું બન્યું કે તે ગવૈયાઓ શેહેરબહાર જંગલમાં ભટકતા હતા એવામાં બાદશાહ ત્યાં શિકાર કરવા ગયો હતો, જેની સવારી દુરથી આવતી તેઓની નજરે પડી. આ જોઇ બાપડા બેઉ ગવૈયાઓ ગભરાટમાં પડ્યા ને

જો કે તેજ પલે તેઓ એક ઝાડપર ચડી જઇ સંતાઈ બેઠા તો પણ પાસે આવતાં બાદશાહની નજર તેઓપર પડી ને તેણે ગુસ્સાથી પુછ્યું—"ક્યું કમબખ્તો તુમ મેરે મુલકમેં ક્યું ફીરતે હો?"

તેઓએ જવાબ દીધો—"હુજુર કયા કરે? ફીર ફીરકે થક ગયે, જહાં દેખતે હુએ વહાં હુજુરકાહી મુલ્ક હુએ, અબ ઇસ પેડપર ચડકે આસમાનકી તરફ દેખતે હુએ કે કુછ રાસ્તા પાએ તો વહાં ચલે જાએ."

આ સાંભળીને બાદશાહને હસવું આવ્યું. તેણે તેઓને માફી બક્ષી ને તેઓને પોતાની દરબારમાં આવવાની છુટ આપી.

---

## અંતે પણ ભણ્યો.

મોગા ગામના બ્રાહ્મણ પ્રાણશંકરને બે છોકરા હતા. એકનું નામ ભણેશંકર ને બીજાનું નામ ગણેશંકર હતું. ભણેશંકર રાત ને દિવસ માત્ર વિદ્યા શિખવાપર મેહેનત કરતો હતો પણ તેણે સંસારી વ્હેવારપર કશો ધ્યાન આપ્યો નહી ને તેથી તે અજ્ઞાન રહ્યો. એથી ઉલટું ગણેશંકરે વિદ્યા ભણવાપર ભણેશંકર જેટલી મેહેનત લીધી નહી ને વ્હેવારૂ શિખ્યો પણ તે સંસારના વહિવટથી ઘણો માહિતગાર થયો.

પ્રાણશંકરનો પ્યાર બન્ને છોકરાઓપર એકસરખો હતો તો પણ તે વારેઘડીએ ભણેશંકરને વિદ્વાન હોવાને લીધે શા-

આશી આપતો હતો. એ બન્ને છોકરાઓ પરણેલા હતા. ગણેશંકરની વહુ ગંગાબાઇ બાહેરગામની હતી જે ગામ મોગાથી થોડુક દુર હતું. ગંગા વહુ મહીયરે હતી તેને તેડું કરવું હતું તે પ્રસંગે ગણુશંકરે પેલા વિદ્વાન ભણેશંકરને મોકલ્યો.

મોગા ને તે ગામ વચ્ચે આખો દહાડો માણસો અને ગાડાઓની આવજા ચાલુ હતી તે પરથી ભણેશંકર તે તરફ ચાલ્યો. જ્યારે તે ગામની પાદરે નદી આગળ આવી લાગ્યો ત્યારે તેણે પોતાની કમરે બાંધેલી પીછોડી જે રસ્તાની ધુળથી ખરાબ થઇ હતી તે નદીમાં ધોઇને સાફ કીધી અને તે ચાલતાં ચાલતાં સુકી જાય માટે તેણે પોતાના માથાપરથી આખા શરીરપર ઓઢી લીધી ને આગળ ચાલ્યો. એ રીતે વિદ્વાન ભણેભાઇ પોતાના ભાઈના સાસરાના ગામમાં દાખલ થયો.

ભણેભાઇ જ્યારે ગંગાના ઘર આગળ પહોંચ્યો ત્યારે તેણે ત્યાં ઓટલા આગળ ગંગાના ઘરના માણસોને રડમસ થયલા દિલગીર ચેહેરે ભેળા થઇ ઉભેલા જોયા. આ પરથી ભણેશંકર સમજ્યો કે ભાભીના ઘરમાં કોઇ મરણ પામ્યું છે જેથી તેણે પાસે જતાંજ રડવાની લાંબી પોક મુકી—"ઓ ગંગાવહુ આ શું થયું રે! ઓ ગંગાવહુ આ શું થયું રે!" એ પરથી ગંગાના ઘરવાળાઓ જેઓ એકઠા થઇ ઊભા હતા તેઓએ પણ પોક મુકી—"ઓ ગણેભાઇ તારી કેવી ગતી

થઇ રે! ઓ ગણેભાઇ તારી કેવી ગતી થઈ રે." આ જોઈ આસપાસના સ્ત્રી પુરૂષો આવી એકઠા થયા ને એક તરફ ભણેશંકરની આગળ મરદો ભેળા થઇ રડવા લાગ્યા ને બીજી તરફ ગંગા આગળ સ્ત્રીઓ એકઠી થઈ પીટવા માંડી–

"હાયરે ગણ્યા હાય હાય, તારી ગંગા રાંડી થાય
હાયરે ગણ્યા હાય હાય, તારી ગંગા રાંડી થાય"

એમ ઘણીવાર રડીકુટીને બાયડીઓએ ગંગાના હાથના ચુડા ભાંગ્યા ને હજામને બોલાવીને તેનું માથું મુંડાવી તેને બોડકી કીધી. અંતે પેટભરી રડીકુટીને સહુએ સ્નાન કીધું ને સઘળા પોતપોતાને ઘર ગયા. એ પછી ગંગાના બાપે ભણેશંકરને ખાટલો પાથરી આપી બેસાડયો ને તેને ગંગાની મા પુછવા લાગી "રે વિદ્વાન ભણેભાઈ તારો ગણ્યો શાથી મરણ પામ્યો?"

ભણેશંકર ચમકી ગયો ને ઘાભરો બની સામે પુછવા લાગ્યો "બાઈ આ ખબર તમને કોણે કહી? ગામથી હમણા કોઇ આવ્યું કે શું?"

ગંગાની મા અચરતીમાં પડી ને તે ફરીથી પુછવા લાગી "ભાઇ ભણ્યા તારો ભાઇ ગણ્યો મરણ પામ્યો તે શાથી?"

ભણેશંકર ફરીથી ઘભરાટમાં પડયો ને તે પણ ફરીથી પુછવા લાગ્યો "પણ બાઇ ગણેશંકરના મરણની ખબર તમને કોણે કહી?"

"તે ખબર તો તુંજ લાવ્યો.—ઓ ગંગાવહુ આ શું થયું રે, ઓ ગંગાવહુ આ શું થયું રે—એમ પોક મુકી'તું રડતો રડતો આવ્યો તે શું !"

"તે તો તમારે ત્યાં કોઇ મરણ પામ્યું છે તે માટે હું પોક મુકતો આવ્યો."

"હમારે હયાંતો કોઇ મરી ગયું નથી ને એવી ખબર તમને કોણે કહી ?"

"તમેજ ! તમે તમારા ઘરને આંગણે સહુ એકઠા થઇ રડમસ ચેહેરે ઉભા હતા તે શું !"

"પણ રડયા, તું માથે ભીની પીછોડી ઓઢી આવતો હતો તે જોઇ હમો સહુ એકઠા થઇ"ઉભા હતા એવામાં આવીને વળી તેંજ પોક મુકી તે જોઈ હમોએ પણ પોક મુકી !"

"તે પીછોડીતો રસ્તાની ધૂળથી ખરાબ થઈ હતી તે મેં નદીમાં ધોઈ હતી ને તે માત્ર સુકવવા માથાપરથી ઓઢી લીધી હતી. બાકી ગણ્યો કાંઈ મરી ગયો નથી ને હું તો ગંગાવહુને આણું કરવા આવ્યો છું".

"પણ ગંગાના ચૂડા ભાંગ્યા ને માથું બોડાવ્યું ત્યારે તો કાંઇ બોલવું હતું !"

"ત્યારે વળી શું બોલું ! હુંતો સમજ્યો કે એવે વખતે એમજ થતું હશે"

"અરે રડયા કાંઇક તો સંસારી રીત પણ સમજવી હતી. હવે નકામી મારી ગંગા બોડકી રોડકી થઇ ગઇ તેનું કેમ ! ધૂળ પડી તારા ભણુતરમાં."

"તેનું કાંઇ નહી રે, એને તો હેરકટીંગ સેલુનમાંથી બાલ્લની ટોપી લઇને પેહેરાવીશું કે થયું"

શાબાશ, અંતે ભણ્યાએ રંગ રાખ્યો ખરો, પણ બોડકી રોડકી ગંગા વહુને ઘેરે લઇ ગયો.

---

## હું જરા પક્કી થઇ છું.

બપોરના જમ્યા પછી ઇઝીચેર પર હું જરા ફરાગતથી બેઠો હતો એવામાં મારી મીસીસે મને પુછ્યું—

"તમો ઝીકની જરી શું ભાવે લાવો છો?"

"કેવી, સોનેરી કે રૂપેરી?"

"સોનેરી ને રૂપેરી બેઉનો ભાવ કહોની"

"સોનેરી બે રૂપીએ તોલો ને રૂપેરી દોઢ રૂપીએ"

"હેં! બે રૂપીઆ ને દોઢ રૂપીઓ!

"હા, બે રૂપીઆ ને દોઢ રૂપીઓ, તેમાં તું અચરત્ત કેમ થાય છે? એજ એનો ભાવ છે."

"હા છે એજ ભાવ! તમને પણ જે ન ઠગશે તેના પણ અભાગ, ને આજે મેં રૂપીએ ને બાર આને લીધી તે કાંઇ નહી?"

"કાંઇ નહી શું, પણ એ ભાવે હશે તો કોઇ ખોટી જરી મારી ગયો હશે."

"ખોટી જરી! માળામાંથી કુલસુમે લીધી, શીરીને

લીધી ને મેં લીધી ને હુમો એવી શું ભોટ બીટ છૈયે . કે વળી ખોટી જરી લઇશું ! વારૂં, જુઓ હું તમને દેખાડું '

• એમ કેહેતી મારી મીસીસ કબટમાંથી પોતાનો નાનકડો જેપાનીસ બાકસ કહાડી લાવી ને તેમાંથી નાના કાગળના બે પડીકા કહાડી મારા હાથમાં મેલ્યા ને કહ્યું " લ્યો જુઓ, આ ખોટી છે કે ખરી ? "

મેં તે બેઉ પડીકા ખોલ્યા. એકમાં રૂપેરી ઝીક હતી ને બીજામાં સોનેરી ઝીક હતી. મેં બેઉ ઝીક તપાસી તપાસી જોઇતો ખરી હતી. હું વીચારમાં પડયો કે સોનેરી રૂપીએ તોલો ને રૂપેરી બાર આને એ વેંચવી પાલવે કેમ ! અંતે હું સમજ્યો કે એ તફડમચીનો માલ હશે મેં પુંછ્યું " વારૂં, પણ એ લીધી કયાંથી ? "

" કયાંથી શું ? માળામાં આજે સવારના એક હિંદુસ્તાની ફેરીઓ વેંચવા આવેલો હતો તેની પાસેથી લીધી "

" ત્યારે ઠીક પણ તને ખબર છે ! એ ચોરીનો માલ છે. કારીગરો જ્યાં કામપર રેહેછ ત્યાંથી હાથ મારીને પછી તે જયાં ત્યાં ઓછે અધકેથી વેંચી કહાડે. એવો માલ લઇએ નહીં, કોઇ દહાડે પંચાતી થઇ પડે "

" વારૂં વારૂં, હવે ખોટી નથી ત્યારે ચોરીનો માલ કહો, પણ મારી લીધેલીમાંથી એક ને એક ખોડ કહાડવીજ. ધોરી ધરરાર ગલામાં ટીનનો બાકસ લટકાવી રસ્તા વચ્ચે વેચતો હતો, તેને હુમોએ ઉપર બોલાવીને લીધી, તે વળી ચોરી લાવેલો માલ હોય ? તમે પણ શું વાત કરોછો ! "

"પણ ત્યારે એ પરવડે કેમ!"

"શું નહીં પરવડે? એ કેહેતો હતો કે હમારી હાથની મેહેનત છે ત્યારે એટલા ઓછા ભાવે વેંચવી પરવડે છે. હમો તો વધુ લેતે પણ એની પાસે હતીજ માત્ર ત્રણ તોલા. તે હમોએ ત્રણ જણી મલીને લઇ લીધી. હવે થોડા દહાડા પછી ઘણી લાવશે, એ કહી ગયો છે તે આવશે તો વળી પણ બધી લઇ લેશું"

એ જરી ખોટી તો ન હતી તેમ કદાચ ચોરીની પણ ન હોય તો પણ મેં કહ્યું—"મને તો એ બાબતમાં કાંઇ ભરમ જેવું લાગે છે"

* * * * * *

આઠ દસ દહાડા પસાર થઇ ગયા પછી હું એક વખત ઘરમાં કાફી પીતો બેઠો હતો એવામાં ચાલીમાંના બૈરાંઓમાં કાંઇ ગડબડ સડબડ થવા લાગી. હું વળી શું છે તે જોવા રૂમમાંથી બહાર નીકળ્યો ને એકને પુછયું "કેમ કુલસુમબાઇ શું ગડબડ છે વળી?"

"આ જુઓની ભાઇ પેલો હીંદુસ્તાની જરીવાલો થોડાક દહાડાપર હમોને ઘણા સસ્તા ભાવે જરી આપી ગયો હતો તે વલી ગઇ કાલે ઘણી બધી જરી લાવ્યો હતો તે હમોએ સસ્તી જાણી લીધી ને હમણા માલમ પડયું કે એતો તદન ખોટી છે!"

"તમે એવા હુશિયાર થઇને ઠગાઇ કેમ ગયા?"

"તે શું હું એકલી ઠગાઇ છું? માળામાંથી ખેરસાંએ

લીધીછ, શીરીને લીધીછ, ખાનુએ લીધીછ, નુરન્ને લીધીછ ને મેં, સહુએ મલીને પચાસ સાઠ તોલા લીધેલી છે ”

“ વારૂં, જરા મને દેખાડોની એ ખોટી જરી વળી કેવી છે ? ” એમ કેહેતાં હું એક બે જણીના હાથમાંથી જરી લઇ તપાસી જોઇ બોલ્યો “ હા એતો તદન ખોટી એક રૂપિ-ચાના તોલાવારી છે ”

“ એક રૂપિયાના તોલાવારી ! હવે શું કરીએ ? ”

“ શું કરશો ! હમણા તો રાખો વળી એ પાછો આવે ત્યારે એને સમજાવી પુસલાવીને બદલાવી લેજો ”

“ પણ એ પાછો આવે શાનો ! ”

મેં જરા કપાળપર કરચલી લાવી જવાબ દીધો—“ આ-વશે નહી! તો શું કરશો? એને લાલચ લાગીછ તેતો આવશેજ.” (જરા ખારા પાણીથી મોહુું ધોઇ બેસજો.)

* * * *

હું ઘરમાં આવ્યો ને મારી મીસીસને મેં પુછયું—

“ કેમ સારાં તેં પણ કાંઇ જરી લીધીછ કે ? ”

“ ના ના, મેં તો નથી લીધી ”

“ તેં કેમ ? તું વળી કેમ છટકી ગઇ ! ”

“ હુ જરા **કલજુગના કૌતક** વાંચીને પક્કી થઇછું ”

પૃથ્વિપર તરેહવાર ભાષાઓ બોલાય છે તેથી પારકા દેશમાં જનારાઓને ત્યાંની બોલી જાણવાને કેટલોક વખત અથડાવું પડેછે. એ અઘવડ દૂર કરવાને હાલ કેટલાક ફીલસુફો સર્વે ભાષાઓનું તારણ કરીને સહુને સરલ પડે એવી એક નવી ભાષા ઊભી કરવાની કોષેશમાં છે. પણ એવી એક ફરમાસુ બોલી દુનિયાની સપાટીપર મોજુદ છે. તે ચોખ્ખી એક બોલી નથી, પણ ઇંગ્લિશ, ફ્રેન્ચ, ચીનાઇ, અને દેશી, એમ ચાર પાંચ ભાષાનું મિશ્રછે, ત્યારે ભલા માણસ એટલી જેહેમત તે કાંય ખેંચતા હશે! તે આઇતો લુકમો તફરમચી કરીને દુનિયાપર ફેલાવી દીધો કે આખી દુનિયાપર એક મે એકજ બોલી જોઈ લેવી.

હમે જે મિશ્ર વડે બોલવા માંગીએ છ તે ચીના-ટાકી છે. હિન્દવાસીઓ જેઓ ચીનમાં જાય છે તેમાંથી કેટલાક ચીનાઇ તેમજ ઇંગ્રેજી બોલીથી અંજાણ્યા હોવાથી એજ ફરમાસુ બોલીથી અબાડો બાળે છે. તેમ ત્યાંના ચીના-બૉય, કુલી, ટાંમટામ (મજુરો) દલાલ વિગેરે પણ એં ચીના-ટાકીમાં કાંઈ ઓછા ઊતરતા નથી. એ ફરમાસુ ભાષાના થોડાક નાદર નમુના હમોએ ત્યાંથી સાથે લાવેલાછે, જે નીચે આપ્યા છે.

એ નમુના હમોએ બેવડી રીતે લખેલા છે. પ્રથમ ચીના-ટાકી નો અબાડો લખ્યો છે. વળી તેની જોડમાંજ પાછું તેનુંજ સારાંશ ગુજરાતીમાં દીધું છે, કે સહુને સમજવું સેહેલ પડે.

* * * *

# પ્રવેશ ૧ લો.

## હુકકા મેકી તાજા.

ઑફિસની બહાર ખુલ્લી જગ્યાપર ત્રણ ચાર નાખુદા સાહેબો કુરસીપર બેશી હુકકો પીતા પીતા, ગપસપ હાંકતાં બેઠા છે. એવામાં હુકકો ફરીથી ભરી લાવવાને એક જણે પોતાના બૉયને જે ચીનો હતો તેને બોલાવ્યો—

| ચીના—ટાકી | ગુજરાતી સારાંશ. |
|---|---|
| "બૉય્ય, એ બૉય્ય." | "બૉય, એ બૉય્ય" |
| "સઅર" | "જી સાહેબ" |
| "અડે કમ હીયર કમતો" | "અરે આવ લ્યાં આવતો" |
| "વાત થિંગ માસા ?" | "કેમ શું છે શેઠ ?" |
| "અડે હુક્કા મેકી તાજા ને !" | "અરે હુકકો તાજો કરી લાવ" |

"તાજા મેકી" તે બૉય સમજ્યો નહી, તેથી તે શેઠનુ મોઢું જોતોજ ઉભો રહ્યો, તેથી શેઠ ગુસ્સે થયા ને વળી ચીના-ટાકી ચાલી—

| | |
|---|---|
| "અડે, વાટ થિંગ લુકી ? ચપ ચપ હુક્કા કેચી ગો ને થીંગ તાજા મેકી" | "અરે જોયછ શું ? જલદી હુકકો લઇ જા ને તાજો કરી લાવ" |
| "કૅન હુ, બત માસા, તાજા મેકી વાત થિંગ ? નો સાવે" | "ઠીક, પણ શેઠ, તાજા મેકી તે શું? હું સમજતો નથી" |
| "તાજા મેકી નો સાવે ? યુ હુક્કા તાજા મેકી નો સાવે ! અડે ડાઉન સાઇડ પુટી વાટર ને ટપ | "તાજા મેકી નથી સમજતો? તું હુકકો તાજા મેકી નથી સમજતો ! અરે આ નીચે પાણી નાખવું, ને |

| | |
|---|---|
| સાહ્યડ પુટી ટાન્ઘા, સાવે ? હેઠ ઘડડોળા, હુક્કા તાજા મેકી નો સાવે!" | ઉપર અંગાર મુકવી, સમજ્યો ? હત ગદ્ધા હુક્કો તાજા મેકી તે વળી સમજતો નથી!" |

* * * *

## પ્રવેશ ૨ જો.

### બગડ હીસ્ટામ્પ બીલાડી.

ઑફિસમાં બે ત્રણ હિંદી સાહેબો પોતપોતાની ટેબલે લખતા રોકાયલા છે તેમાંથી એક જણે બોયને બોલાવ્યો—

| | |
|---|---|
| "બાય, એ બાય્ય—અડે વન પીસ મૅનમી નો ગાટ! અકાંગ, અકાંગ" | "બૉય, એ બૉય્ય—અરે એક પણ માણસ નથી કે? અકાંગ અકાંગ" |
| "યસ સચ્યર" | "હા સાહેબ" |

એમ કેહેતાં અકાંગ આવી હાજર થયો. તરત પેલા હિંદી સાહેબે વીસ દોકડા અકાંગના હાથમાં આપી કહ્યું—

| | |
|---|---|
| "ગો, ક્રાતી, પી ઓ કુંપની આ-ફીસ, સાવે ? એન્ડ બ્રિંગ બીલા-ડી, ટુ હીસ્ટામ એન્ડ ત્રી બગડ હીસ્ટામ." | "જલદી પી ઓ કુંપનીની ઑફિ-સમાં જા, સમજ્યો ? ને બિલડીંગ લાવ, બે સ્ટૅમ્પવાળી ને ત્રણ વગર સ્ટૅમ્પની" |
| "બગડ ! બગડ ! વૉત થિંગ ? નો સાવે." | "બગડ ! બગડ ! શું ચીજ છે ? હું સમજતો નથી." |
| "અડે બગડ હીસ્ટામ, બગડ હી-સ્ટામ ! નો સાવે ?" | "અરે વગર સ્ટૅમ્પની, વગર સ્ટૅ-મ્પની! નથી સમજતો ?" |
| "નો નો. બગડ વૉત ! નો સાવે" | "નહી નહી, બગડ તે શું ! નથી સમજતો" |

આથી ચીરડાઇને નાખુદાએ પગ જમીનપર અફાળ્યો અને દાંત ભીસતાં પોતાના હાથપર હાથ ઘસી ઇસારત કરી બતાવતાં કહ્યું—

| | |
|---|---|
| "અડે આલાસેમ નો હીસ્ટામ, નો હીસ્ટામ જે !" | "અરે આ પ્રમાણે સ્ટૅમ્પ ન હોય સ્ટૅમ્પ ન હોય તે !" |
| "યસ યસ, નાઉ સા—વે. બ્લાંક બીલ્ડીંગ જે" | "હા હા, હવે સમજ્યો. સાદી બીલડીંગ રે" |

* * * *

## પ્રવેશ ૩ જો.

### ત-ક-લી ચ-ત-તા-આ-ઈ મેન

હું ઑફીસમાં મેલના કાગળ લખવામાં રોકાયલો હતો. એકાએક શરાફ જે ચીનો હતો તે મારી પાસે આવ્યો ને કહેવા લાગ્યો—

| | |
|---|---|
| "માસા, મૅત-મેન વાંજી ?" | "શેઠ મૅટ-માણુસ જોયે ?" |
| "મૅત-મૅન ! મૅત-મૅન નો વાંજી" | "મૅટ માણુસ? મૅટ માણુસ નજોયે" |
| "નો નો, મૅત નો ગાત, હૅવ ગાત કન્નીગ, બત મૅત-મેન જે" | "ના ના, મૅટ નથી, પકકો છે, પણ મૅટ-માણુસ રે" |

હું તો મુંજાયો. મૅટ નહી પણ પકકો. અને વળી મૅટ માણુસ !

અરે ! તારૂં ભલું થાય. ખરૂં શું ? હું ઘણા કામમાં હતો તેથી તરત કાસર કહાડવાને કહ્યું—

"વૉટ ! નો મૅટ, હૅવ ગૉટ કન્નીગ બટ મૅટ. ધીસ ઑલ હમ્બગ નો વૉંછી. લેટ ગો."

"શું ? મૅટ નહી, છે પક્કો, વળી મૅટ. એ કાંઇ ભુલથાપ છે. નહી જોયે જવા દે."

"નો માસા, યુ નો સાવે, મૅત મેન નો જે. ધૅત ત-ત-અ–અ-ક-લી મૅત, આલાસેમ યુ તાકી, ચ-ત-તા-આ-ઇ મૅન જે."

"ના. શેઠ, તમે સમજ્યા નહી, મૅટ માણુસ નહી રે. તે ત–ત–અ-અ-ક-લી મૅટ, જેને તમે ક-હોછ કે ચ-ત તા-આ-ઇ માણુસ રે"

"વૉટ ! ટકલી, ટકલી ? મૅટ-ટ્રી લર ? કૉલ હિમ, કૉલ હિમ હી યર, માઇ વાંછી"

"શું ! ટકલી, ટકલી ? ચટાઇવાળો ચીનો ? બોલાવ, બોલાવ અહીં, મારે કામ છે"

ભલો માણુસ ચટાઈવાળા ચીનાને મૅટ–મૅન મૅટ--મૅન કુટી મુવો હતો. અલબત મારે મેલ સાથે લખવાને એને ઘણુ પુછવું હતુ તે એમ ને એમજ ગોટાળામાં મૅટ ને મૅટ-માંજ રહી જતે. સારૂં થયું કે અંતે વાકું ચુકું છાણુ જેવું મોં કરીને પણ ત–ક–લી, ચ–ત તા-આ–ઈ–મૅન બોલી મુવો

* * * *

## પ્રવેશ ૪ થો.

### બ્લૅક ને ગોલ ગોલ જે.

નાખુદા પોતાના રૂમમાં એક કોંચપર બેઠો હતો. આજે તેને કચ્છી ફેશન ગટીયો–તરકારી ખાવાનું ભાવી આવ્યું તે માટે બબરચીને વરદી આપવા લાગ્યો :—

"ફ્રુક, એ ફ્રુક, ફુ ડે મેકી ગટીયા હો"

"બબરચી, એ બબરચી, આજે ગટીયો કરજે હો"

"ગટીયા! ગટીયા વૉત? નો સાવે"

"ગટીયો! ગટીયો શું? હું નથી સમજતો."

"ગટીયા નો સાવે! યુ ગટીયા નો સાવે!! અડે બ્રીંગ રીગણા, બાઇ બાઇ કટી પીસી, એન ઇન સાઇન પુટી છાશ, ને મેકી ગટીયા. સાવે? ગડોળા, ગટીયા નો સાવે"!

"ગટીયો ન સમજ્યો! તું ગટીયો ન સમજ્યો!! અરે રીગણા લાવ, પછે તેના કટકા કર અને તેમાં છાશ નાખ ને ગટીયો કર. સમજ્યો? ગધ્ધો, ગટીયો વળી નથી સમજતો!"

"કૅન ફુ, બત રીગણા વૉત!"

"ઠીક, પણ રીગણા તે શું?"

"અડે રીગણા, રીગણા, આસા સેમ બ્લૅક ને ગોલ ગોલ જે"

"અરે રીગણા રીગણા, આવા કાળા ને ગોળગોળ આવે છે તે રે'"

* * * *

# પ્રવેશ ૫ મો

## કુંવારી કે ફુલ્લાંતી?

એક ચીનો દલાલ પોતાના ગામથી લગન કરીને પાછો હોંગકોંગમાં આવ્યો ત્યારે એક હિન્દવાસીની આફિસમાં ગયો. ત્યાં નીચે પ્રમાણે ફેસ્તો થયો. હિંદવાસીએ પુછયુ:—

"પનલુન, યુ લાંગ ટેમ નો કમ, વૉટ ફૉર સો ફાશન?"

"પનલુન, તું ઘણો વખત થયો આવતો નથી, એમ શું કરવા?"

"માસા, માઇ મેકી વાઇફ, બૅત ફૉર માઇ નો કૅન કમ"

"શેઠ, મેં બૈરી કીધી, તેથી હું આવી શકયો નહી."

"યુ મેકી વાઇફ ? ગુડ ગુડ, વેઅરી ગુડ. માઇ હુ મચ ગ્લાડ, બટ યુ વાઇફ મૅકી ધૅટ ફસ્ટ ટાઇમ કે પુલ્લાંતી ?"

"તેં બૈરી કીધી ? સારૂં સારૂં ઘણુ સારૂં. હું ઘણો ખુશી છું, પણ બૈરી કીધી તે કુંવારી કે પુલ્લાંતી ?" (નાતરાંની)

"પુલ્લાંતી ! પુલ્લાંતી વૉત થિન્ગ માઇ નો સાવે."

"પુલ્લાંતી ! પુલ્લાંતી તે કેવી ! હું સમજતો નથી"

પછી તેને તે હિંદવાસી કુલાંતી તે શું તે હાથના ઇસારાથી સમજાવવા લાગ્યો. મને જરા હાંસો થઇ આવ્યો તેથી હું ઑફિસમાંથી ચાલી ગયો.

* * * * *

## પ્રવેશ ૬ ઠો

શેઠ ઑફિસથી બહાર કોઇ કામસર ગયા હતા. ત્યાંથી પાછા ઘર આગળ આવ્યા, ત્યારે જીનરીકશા (ગાડી)નું ભાડું દશ દોકડા થાય, તેના બદલે વીસ દોકડા દેવાનું બૉયને હુકમ કરી શેઠ ઉપર ચાલી ગયા, પણ જીનરીકશાવાળો કોઇ લુચ્ચો હતો તે વધૂ ભાડાને ગલે પડયો. બૉય અને તેની વચ્ચે ઘણી રકઝીક થઇ ને અંતે બૉય ઉપર શેઠ પાસે ગયો અને તેણે કહ્યું:—

"માસા, જીનરીકશા-મૅન લાનચાઇ હાવ ગાત, નો તેકી તવેન્તી સેન, વાંજી ફોરતી સેન."

"શેઠ, ગાડીવાળો લુચ્ચો છે, વીસ દોકડા લેતો નથી, એને ચાલીસ દોકડા જોઇયેછ."

"વૉટ ? ફૉર્ટી સેન્ટસ ? નો નો, નો ગીવ, પે ટ્વેન્ટી સેન્ટસ, એન્ડ મેકી બાબરી તો પુટી વન લાત ગાંડ સાઇડ, સાવે ?"

"શું ? ચાલીસ દોકડા ? ના ના, ના દેતો, વીસ દોકડા આપ, અને જો બકબક કરેતો ગાંડપર એક લાત માર, સમજ્યો ?"

* * * *

## પ્રવેશ ૭ મો.

### આખ : થુ : થુ : થુ :

રાતના આઠ વાગેલા હતા. ખાણાંના રૂમમાં ઝુમર ફુલ લાઇટથી બળતો હતો. ટેબલપર બરોબર વચ્ચે મ્યુઝિકલ બૉકસ ગોઠવેલું હતું જેમાંથી મીઠા નરમ સરોદ નિકળતા હતા. બે બાજુએ બે નાદર ફ્લાવર-પાટ ફુલથી સણગારેલા હતા જેની પમરાટ રૂમમાં પથરાતી હતી આજુબાજુ તરેહવાર ખાણાની ડીશો હતી અને તેપર ત્રણ હિંદી સાહેબો જમવા બેઠા હતા. તેઓને જે જે જોયે તે લાવી આપવા માટે બે ચીના બબરચી તાબેદારીમાં ઉભા હતા પણ તે સાહેબો બે ત્રણ બુક ખાતાંજ અટકી ગયા. ખાણામાંથી જાણે કંઇ ઓરજ ટેસ્ટ આવતો હોય તેમ તેઓ સહુ મોહું મચકાવતા બબરચીને પુછવા લાગ્યાઃ—

"અરે કૂક-મૅન, વૉટ ધીસ મટન ?"

"અરે બબરચી, આ શું મટન છે કે ?"

"નો સઅર, મતન નોત, બત-અ-અ-અ-

"નહી સાહેબ મટન નથી, પણ—અ—અ—અ—

"બટ" કહેવા પછી તેણે રાખ્યું હતું તેનું ઇંગ્રેજી શબ્દ તેને આવડયું નહી. તે ઠેકાણે તેણે ચીના બોલ ઠોકી દીધો. પણ તેતો તે સાહેબો સમજ્યા નહી એટલે તે બબરચી ફરી ફરીને તે નેતેજ કહેતો જાય ને તેઓ "વૉટ? વૉટ?" ફરી પુછતા જાય. એમ બે ત્રણ વખત ઉથલ પાથલ થયા પછી, તે ચીના બબરચીએ નીચે પ્રમાણે લંબાણથી અખાળો બાંધ્યો—

"માસા, ધીસ એનીમલ, ફોર લેગ હાવ ગાત, એન હી સ્પીક આલ સેમ ભુઃ ભુઃ ભુઃ ભુઉઉઉ ઉઃ ઉઃ ઉઃ! ધેત ધીસ, સાવે?"

"શેઠ, આ જાનવરને ચાર પગ હોયછે, અને એ એમ બોલે છે જે ભુઃ ભુઃ ભુઃ ભુઊઊઊ ઉઃ ઉઃ ઉઃ! તે આ સમજ્યા?"

"યુ ગધ્ધા, ધેમ, સુવ્વર, આખઃ થુઃ થુઃ થુઃ યુ પે મી ડૉગ ટુ ઇટ! આખઃ થુઃ થુઃ થુઃ એવા તેવા ટેક ધીસ લાત ગાંડ સાઇડ આખ થુઃ થુઃ થુઃ યુ ગધ્ધા, સુવ્વર"

"તુ ગધ્ધો, ડૅમ, સુવ્વર, આખઃ થુઃ થુઃ થુઃ તેં હમને કુતરો ખવાડયો! આખઃ થુઃ થુઃ થુઃ એવા તેવા, લે તારી ગાંડપર આ લાત, આખઃ થુઃ થુઃ થુઃ તુ ગધ્ધા સુવ્વર"

એમ આખઃ થુઃ થુઃ થુઃ કરતાં કરતાં બાપડા તે ચીનાને તેઓએ લાત મારી કાઢી મેલ્યો.

કમબખ્ત ચીનાએ મારા હિન્દી સાહેબોને કૂતરો ખવાડી દીધો. આખઃ થુઃ થુઃ થુઃ તોબાહ! તોબાહ!!

---

# તરેહ તરેહના સરઘસ.

દુકાળ વર્ષે કણુયાએ અનાજનો ભાવ ઘણો ચ્હડાવી મુકે છે વળી કેટલાક તો પોતાની પાસેનો જથ્થો બહાર કહાડતા પણ નથી જેથી ઘણી મોંઘવારી ચાલી રહે છે ને બાપડા ગરીબોને ભુખમરો બેઠવો પડે છે. પણ હાલ દુકાળ વેળાએ આખા દેશમાં મોંઘવારી ચાલી રહેવાથી ખાનદેશ જીલ્લાના જમના તાલુકાના સારદુર ગામના ગામડિયાઓએ અનાજનો સસ્તો ભાવ કરી નાખવાનો એક રામબાણ ઇલાજ શોધી કહાડેલો જણાયો છે.

સારદુર ગામના ગામડિયાઓ આ દુકાળની વેળાએ જ્યારે ભુખમરાથી ટવળતા હતા ત્યારે ત્યાંના એક મારવાડીએ પોતા પાસેનો અનાજનો જથ્થો છુપાવી રાખ્યો હતો. એ વાતની ગામડિયાઓને ખબર પડતાં તેઓ ઉશ્કેરાઇ ગયા ને તે મારવાડીની દુકાનપર હુમલો કરી તેના સઘળા ચોપડા બાળી નાખ્યા, તેની અરધી મુછ બોડી નાખી, તેનું મોઢું ચોપડાની રાખ તેલમાં મેળવીને તેથી ચોપડી લીધું ને તેને એવા સોંઘે ઊંધે ગધેડે એટલે કે તેને ગધેડાના પુછડા તરફ મોઢું કરાવીને બેસાડયો ને સરઘસ કરી તેને આખા ગામમાં ફેરવ્યો.

આથી મારવાડી ખુશી થઇ ગયો કે શું! પણ લખે છે કે તે પછી તેણે દાણો સસ્તા ભાવે વેચવા માંડયો.

## વળી પણ અદેખાઈ કરજો !

કાઠિયાવાડના એક કસબામાં કેટલાક મુસલમાન રેહેતા હતા. તેઓને ધર્મ સંબંધી કંઇ પણ જ્ઞાન ન હતું પણ જેમ આંધળાઓમાં કાણો સરદાર તેમ તેઓમાં એક અનઘડ વસ્તોભાઈ લગાર ઠીક હોવાથી તે દરેકને પોતાનું ગાયું ગવરાવતો હતો. એમ સર્વે વસ્તાભાઇના કેહેવાપર ચાલનારા હતા.

એક વખત એ ગામમાં એક હુશિયાર મોલવી આવી લાગ્યો જેણે તે લોકોને બોધ દેવા માંડ્યો પણ કેટલાક તેનો બોધ સમજી શકતા ન હતા ને કેટલાક તે સાંભળવાની દરકારજ કરતા ન હતા, તોપણ જ્યારથી એ મોલવી આવી લાગ્યો હતો ત્યારથી વસ્તાભાઇનું ચલણ જરા ઓછું થયું હતું. આ જોઇ વસ્તાભાઇને ઘણી અદેખાઈ આવી કે હવે તો સરવે જણ મુલ્લાંના નચાવ્યા નાચે છે ને મારો તો કોઈ ભાવ પણ પુછતો નથી, માટે તેણે તેનો કંઇ રસ્તો કરવાનો વિચાર કીધો.

થોડાક દીવસ પછી ઇદનો તેહેવાર આવ્યો, ત્યારે બધા મુસલમાન મસજીદમાં એકઠા થયા ને તેઓ મુલ્લાંજી પાછળ નમાજ પડવા લાગ્યા. જ્યારે સર્વે નમાજથી ફારેગ થયા ત્યારે વસ્તાભાઇએ જમીનપર ચાકથી કેટલાક લીસોટા ખેંચ્યા ને તે બધા માણસોની વચ્ચે પેલા મોલવીને દેખાડીને પુછ્યું—"મોલવી સાહેબ, તમે ઘણા હુશિયાર છો ત્યારે આની મતલબ શું છે તે કહી દો"

મોલવી સમજી ગયો કે આ અનઘડ કેવળ લીસોટાજ ખેંચીને બધાની વચ્ચે મને મુંજાવીને હલકો પાડવા માગે છે, માટે હવે હું પણ એનું ઘાટ ઘડું. તે તરતજ તેની પાસે ગયો ને વસ્તા ભાઇની દહાડી ઉપર હાથ ફેરવીને બોલ્યો—"અરે ભાઈઓ, એણે ચાકુથી જે નકશો કીધો છે તેની મતલબ એ છે કે એની દહાડી જે ઘણી સફેદ છે તેવી પવીત્ર પણ છે. સુભહાનઅલ્લાહ! આ દહાડી ને તેનુ આ એકે એક બાલ ઘણું મુબારક ને બરકતી છે"

એમ કહેતાં કહેતાં મોલવીએ વસ્તાભાઈની દહાડીનો એક બાલ ખેંચી લઇ તેને ચુમીઓ દેવા માંડયો.

આ જોઇ આજુબાજુના સરવે અનઘડો વસ્તાભાઇ પર તુટી પડયા ને સંહુ તેની દહાડીનો બરકતી બાલ ખેંચી ખેંચી તોડવા લાગ્યા. વસ્તોભાઇ તેના દરદથી ચ્યાઊં ચ્યાંઊં કરતો કરતો કુદકા મારવા લાગ્યો ને જોતજોતામાં વસ્તાભાઇની દહાડીનો કચરો સાફ થઇને તે બોડી રોડી થઇ ગઇ. વળી પણ અદેખાઇ કરજો!!

---

## હીરાલાલને હીરા જડયા.

હીરાલાલ દલાલ કોઇ કામસર વાંદરે ગયો હતો જ્યાંથી પાછો વલતાં તે ગ્રાંટરોડના સ્ટેશનપર ઉતર્યો. ત્યાંથી ઘોરી રસ્તાપર જવાને આગળ વધવા લાગ્યો. એવામાં તેની નજર એક પારસી ગ્રહસ્થ જે તેની આગળ આગળ ઉતાવળે જતો

હતો તેપર પડી. તે પારસી ગ્રહસ્થ પોતાના ગજવામાંથી રૂમાલ કહાડીને ચાલતાં ચાલતાંજ મોહોડું લુછવા લાગ્યો પણ રૂમાલ કહાડતાં તેના ગજવામાંથી એક નાની સફેદ બિંદડી નીચે સરી જઈ જમીનપર પડી, તેની તેને કાંઇ સરતા રહી નહી ને તે આગળ નીકળી ગયો. એ સહુ હીરાલાલે દુરથી જોયું અને તે પારસીને ઉપાડી દેવા માટે તે ઊતાવળે ચાલવા લાગ્યો પણ તે ત્યાં પહોંચી લાગે એટલામાં તો તેની આગળ જરીની ટોપી ને સધરીઆ-વાળો એક મીઆંભાઇ હાથમાં લાલ રેશમી રૂમાલ લટકા-વતો જતો હતો તેણે તે બિંદડી ઊચકી, તે આજુ બાજુ જોવા લાગ્યો ને પછી પુલની ભીતની સોડમાં ઉભો રહી બિંદડીમાં શું છે તે તપાસવા લાગ્યો. એવામાં હીરાલાલે ત્યાં જઇ પહોંચતાં તેને કહ્યું--

"અઇ મીઆં એ ઉસ પારસીકે ખીશેમેંસે ગીર પડેલા હુએ, દેખ વો લંબે ચલે જાતા હુએ. જા જા, દે ઉસકુ"

"અરે દેખને તો દે, તેરા કયા ગયા ? કુછ માલ હુએંગા તો મેરા કામ હો જાયગા"

એમ કેહેતાં કેહેતાં મીયાં તે બિંદડી તપાસવા લાગ્યો ને હીરાલાલ પાસે ઉભો રહ્યો. તે બિંદડી જેપાનીશ એશ્કી રેશમી રૂમાલમાં કાંઇ બાંધેલાની હતી. મીઆંએ રૂમાલની ગાંઠ છોડી તો માંહેથી એક લાલ મખમલની ડબી નિકળી.

ડબી ઉઘાડી તો, શું તડાકો !! મીયાં જોઈ ખુશી ખુશી થઇ ગયો ને હીરાલાલની આંખ થંડકથી ફડફડવા લાગી !! ડબીમાં હીરાના એરીનની એક જોડ ને હીરાની એક વીંટી હતી જેમાંના હીરાઓ ચમકી રહ્યા હતા. ડબીમાંથી વળી એક ચીઠી નિકળી જેમાં ગુજરાતીમાં કાંઇ આંકડા માંડેલા હતા. મીઆંભાઇ તો અભણ હોવાથી તે વાંચી શકયો નહી પણ હીરાલાલ ભણેલો ને ચપળ બુધ્ધિનો હોવાથી તેપર તેની જરા આડી નજર પડતાંજ તે આંકડાઓથી સમજી ગયો કે એરીનની જોડમાં હીરા નંગ ૫૦ વજન રતી આઠ તે રૂ ૧૨૦૦ ના ને વીંટીમાં હીરો નંગ ૧ વજન રતી ૪ તે રૂ ૮૦૦ નો મલીને રૂ ૨૦૦૦ ના હીરા બે જણસોમાં છે. તે ઉપરાંત સોનું ને ઘડાઈ તેતો જુદુંજ.

આ જોઇ કોઇબી રીતે એ મીઆંભાઇને ફોસલાવી, ખરતો કરી માલ પચાવી જવા હીરાલાલની નીયત બગડી. તેણે મીઆંને કહ્યું.—

" અઈ મીઆં, એ ઉસ પારસીકા માલ હુએ. લાવ મેરેકુ દે, મેં જાકે ઉશકુ દેતા હું "

મીઆંભાઈ એકદમ એવો ભોલો ન હતો, કે હીરાલાલના કેહેવાથી હીરાલાલને હીરા આપી દે. તે સમજતો હતો કે તે પારસી તો કયારનો નાકા પરથી ટ્રામ ગાડીમાં બેસીને ચાલી ગયો છે. હમણા તો તે બે ટાંકી આગળ

અથવા બીજે રસ્તે ગયો હશે તો ગોળપીઠાં પાસે તો પહોંચી ગયો હશે તેથી તેણે હીરાલાલને જવાબ દીધો–

"અબે બનીએ, કીસકુ સમજાતા હુએ? મએં તેરેકુ હું ને તું લેજાકે ઉનકુ દેગા! વાહ! યે તેરી હીકમત ચલનેકી નહીં"

"હું! એસાકે! જબતો દેખ અભી ઉસ પારસીકુ બોલતા હું, નહીં તો સીપાઇકું લાતા હું"

એમ કહી હીરાલાલ ધરપચ કરતો આગળ ચાલ્યો. એવામાં મીઆંએ હીરાલાલને કહ્યું–

"એ બનીએ, તુજે એક બાત બોલું. દેખ તું કીસે બોલેંગા તો તેરે હાથમેં કયા આએંગા? ખાલી પંચાતી કાયકુ કરતા હુએ? યે માલ હુએસો બેચં બાચકે તું ને મએં દોનુંને બાંટ લેના તો તેરાભી ભલા હો ને મેરાભી કામ હો."

"હાં, એસા બોલની. એ કબુલ હુએ. અપના આધે આધા ભાગ, કયું ઠીક?"

"બહોત અચ્છા, બહોત અચ્છા."

અરે રામ રામ!! બીચારો પારસી જેનો માલ ગયો તેને આજે અપવાસ પાલવો પડયો હશે ને આ બે ઠગોને મફતનો ડલ્લો મળ્યો ને ઉજાણી થઇ.

તે બેઉ સમજુતી પર આવ્યા. ડલ્લો સરખે ભાગે વાંટી લેવા કબુલ થયા. મીઆં રાજી થયો કે આજ કોઇ

સખી મરદકા મું દેખા તો યે શિકાર મિલ ગયા. હીરાલાલ ખુશી થયો કે આજે કાંઇ હારા હુકન થએલા તો આ લક્ષ્મી વરી. પણ હીરાલાલના મનમાં આવ્યું કે, હજી અડધા ભાગમાં મીઆં મુવેલો છે એનો કાંઇ રસ્તો કરૂં તો પછી મને એકલાને મઝા ? એપરથી તે મીઆંને સમજાવવા લાગ્યો–

"અઇ મીઆં, આજ ઇશકુ બેચને જાયગે તો ખખતપર પકડે જાયગે, કયું કે આંજ વો પારશી અપને માલકે બાસ્તે તલાસ કરતા હોગા ઔર પુલીશંકુભી ખબર દીયા હોએગા, ઇસકે બાસ્તે ઇસ માલકુ આઠ દસ દીનતો ગુપચુપ રખ દેના ચાઇએ, પીછે કીસકુ બેચ ડાલના તો કામ ઠીક હોએગા"

"હાં હા, મુજેભી એ બાત ઠીક નઝરમેં આતી હુએ. આખરભી તું બનીઆ સો બનીઆ. બરોબર ધ્યાન કીયા. તો ફિર અબ યે કહાં રખેંગે ઔર કએસા કરેંગે ?"

"કયા કેસા કરેંગે ! તુ મેરા માને તો યે માલ મેરેકુ દે ડાલ. મેં આઠ પંદરા દીનકે પીછે કેસાભી કરકે બેચુંગા ને મેં તેરેકુ તેરે આધે ભાગકે રૂપીએ પોંચ અભી નગદ દેતા હું સો લેકે તું મોજમજા કર.!! કયું કેસા?"

"કયા? પાંચ રૂપએ ! અજી ચેને ખા ચને"

"ભલા દસ લે બસ ?"

"અજી ચને ખા ચને"

"અબ પંદરા દઉં ?"

"અજી ચને ખા ચને"

"તો કયા બીસ દઉં, પચીસ દઉં ? કયા દઊં બોલ? કુછ તો બોલેગા કે બસ ચને ચંને કરેંગા !"

"અરે બનીએ, કયા તું હમનેકુ મંગતા હુએ ? યે હજાર દો હજારકા માલ હુએ ઔર તું મુજે દસ બીસ રૂપએ દેકર નીકાલને મંગતા હુએ. મએ તેરેકુ સો રૂપએ દેતા હું. ચલ, તું તેરા ભાગ છોડ દે, માલ મેં રખતા હું. મએ મેરી મરિયમકુ પેહેનાઊંગા. અએસે ઝગ ઝગ કરતે હીરે દેખ કર, મેરી બીબી ખુશ તો હોગી !"

"ભલા દે, નગદ સો રૂપીએ દે, દેખું ?"

"હાં, ચલ મેરે મેહેલેમેં, મએ મેરા જરીકા સધરીઆ ટોપી રૂમાલ ઓર યે ઊંગલીકી બીંટી સબ મારવાડી ગેનાઝીકુ ગીરો દેકર તુજે રૂપએ દેતા હું"

મીઆં પાંચ પચીસમાં સમજયો નહી, બલકે તે પોતાના લુગડાં ગીરવી મારીને પણ અડધા ભાગના સો રૂપીઆ હીરાલાલને દેવા તૈયાર થયો. આ જોઇ હીરાલાલે વિચાર્યું કે હવે વધુ વખત જશે ને કદાચ એને ખબર પડશે કે એ ખરેખરો બે હજારનો માલ છે તો વળી એ મોટું ડાચું ફાડશે. એ માટે તે તેને પોતાનો ભાગ આપી દેવાને જેમ તેમ આડું અવલું સમજાવવા લાગ્યો. અંતે ઘણી માથાકુટે રૂપીઆ બેસોમાં પોતાનો ભાગ આપી દેવાને મીઆં કબુલ થયો. તરત હીરાલાલે પોતાના બે ત્રણ

ખીસા ઉલટા કરી કરી ખંખેરયા તો તેમાંથી રૂપીઆ સાઠ નીકળ્યા. બાકી માટે જરા આગળ ચાલતાં તેના બે ત્રણ ઓળખીતા દુકાનદારો પાસેથી માંગી તાંગીને પણ રૂપીઆ બેસો પુરા કરીને તેણે મીઆંને દીધા. મીઆંએ તે રકમ પોતાના સધરીઆના ખીસામાં સેરવી દીધી ને પેલી હીરાની બિંદડી કહાડીને તેણે હીરાલાલને હવાલે કીધી જે લઇને હીરાલાલે પુછ્યું–"અજી મીઆં તેરા નામ કયા ?"

"મેરે નામસે કયા હુએ ? કયું કુછ ફસાના હુએ કયા ?"

"અરે નહીં રે, જરા યાદગીરી હુએ, ઉસકે બાસ્તે"

"મેરા નામ અલગ બીન સલગ"

એ પછી તેઓ જુદા પડયા ને સરવે ખલાસ થયું. પણ ખુદા ખુદા ! ! વાણીઆઓ બીચારા મીઆંજીઓને ઠગવામાં તો કાંઇ બાકી રાખતાજ નથી.

* * * *

હીરાલાલ ઘેરે આવ્યો ને આજુ બાજુ જોઈ બોલ્યો–મોણકી–ઓ મોણકી–અલી ચ્યાં ગેઇ ?"

"કેમ હું કહોસો ?"

"અલી આજે મઝા સે !"

"વલી હું મઝા સે ?"

"અરે કંઇક સે !"

"પણ હું સે તે કેહેશો કે બસ સે!"

"અલી, શાની રેહ શાની. વળી કોઇ હાંભળશે. આ જોઃ હીરાના એરીન, હીરાની વીટી ને આ તેનો બે હઝારનો આંકડો.

"આ હા હા!! આ હીરા હું ઝગમગી રહ્યા સે! એ વળી ક્યાંથી લોવ્યા?"

"અરે લાવે ક્યાંથી! એતો રસ્તે ચાલતા એક પારસીના ખીસામાંથી પડી ગએલા એક મીઆંએ ઉચકયા તેને હું ભાગ માટે લાગુ પડયો ને છેલ્લે તેને રૂપીઆ બહેંઆલીને લઇ લીધા! કેમ, કેવો તડાકો!! રૂપીઆ બે હઝારનો માલ સે હો! અલી ઝરા તારા કાનમાં લટકાવતો હું જોઊં કે તું કેવી લાગે સે? ને આ વિંટી હાથમાં હું લટકાવું સું તે તું જો."

અલોએ હાથમાં વીંટી પેહેરી ને અલીએ કાનમાં એરીન લટકાવ્યા જેથી બેઉ જણ શોભી રહ્યા. જેથી હીરાલાલે માણકીને કહ્યું—"અલી હવે તો તું અંતઃપુરની રાણી જેવી દેખાય છે!"

"ને તમે જાણે નગરશેઠ જેવા દેખાઓસો."

એમ થોડીવાર તેઓ ખુશી ખુશી થયા જે પછી હીરાલાલ તે દાગીના સાચવી રાખવા લાગ્યો. કારણ કે મહીનો બે મહીના વીતી વાત જુની પડી જાય તો પછી વેંચીને તેનો કંઇ નીકાલ કરવો હતો. પણ માણકીએ હઠ

લીધી કે એ દાગીના વેંચવા નથી, એતો આપણે પેહેરીશું, ને હીરાલાલ કહે--આપણો એટલો ગજો ત્યાંથી? હું તો એ વેચીને નાણા કરીશ.

દૈવની ગતિ અકળ છે. લાભ ધારીને કરેલ કામમાં અણધાર્યો અલાભ બની આવે છે ને અલાભ જેવું કામ થઇ ગયું હોય તેમાંથી કોઇ વખત પાછો અણધાર્યો લાભ પણ બની આવે છે. માણસનું ધારેલ કંઈ બની આવતું નથી "આદર્યા અધવચ રહે ને હરિ કરે સો હોય." હીરાલાલનું કેહેવું છે કે એ દાગીના વેચીને નાણા કરવા ને માણકીનું કેહેવું છે કે વેચવા નથી પણ એ દાગીના પેહેરવાનેજ રાખવા છે. જોઇએ આગળ ભગવાન શું કરે છે?

* * * *

હીરાલાલને હીરા જડયા તેને બે માસ થઈ ગયા. એ અરસામાં હીરાલાલ ને માણકી શીરો પુરી ખાઇ ખાઇને ધરાણા, સારા સારા વસ્ત્ર પેહેરીને પોતાને શોભાવ્યા ને ગાડીમાં બેસી વિકટોરિયા ગાર્ડન, માહીમ ને વાંદરાની સેહેલ પણ કીધી. વળી એ અરસામાં પેલા પારસીએ બે હજારનો માલ ખોયો તેની ચરચા ગામમાં કાંઇ થઇજ નહી, પેલો મીઆં અલગ બીન સલગ વીશેની પણ ગામમાં કંઇ ગડબડ ન હતી ને એ રીતે એ ખોવાયલા દાગીના વીશે ગામમાં કોઇએ પુછપરછ કીધીજ નથી. એવું જ્યારે હીરાલાલે સહુ શાન્ત જોયું ત્યારે એક દહાડે તે દાગીનાની ડબી સાથે લઇ

વેંચવા માટે મંમાદેવી આગળ ગયો ને તેમાંના એરીન ને વીંટી એક ઝવેરીને દેખાડીને મોહોડું મચકોડતો તેની કીંમત પુછવા લાગ્યો. પણ તેના ગભરાટનો શું પાર !! તે ઝવેરી એરીન ને વીંટી જોઇ હસ્યો ને તેણે કહ્યું—"એતો તદન ખોટા છે. માત્ર બેચાર રૂપીઆનોજ માલ છે."

"હેં! ખોટા છે!! ભાઇ ઝરા શરતા રાખી તપાશ કરોની, એતો બે હઝારનો માલ સે! આ જુઓ આંકડો! ને તમે વલી શું કહોછો!"

તે ઝવેરીએ ફરીથી તપાસ કરીને કહ્યું—"એ આંકડાને ઊકાળીને પીઓ. તમે શું ગાંડા છો! હું કહું છું કે એમાંના હીરા તદન ખોટા છે!"

આ સાંભળી હીરાલાલનું ડાચું ફરી ગયું તેણે ફરી ફરીને બીજા બે ત્રણ ઝવેરી પાસે તે દાગીનાની તપાસ કરાવી પણ બધે એમજ કહે કે—"એ હીરાતો તદન ખોટાછે!"

હવે હીરાલાલના ગભરાટનો કશો પાર રહ્યો નહી! એક ગમથી તેનો ધોત્યો છુટી જવા લાગ્યો ને બીજી ગમથી તેની પાઘડી પડી જવા લાગી! એ રીતે તે ગાંડા-ઘેલો બની ગયો.

એ દાગીના—જેને તેણે તડાકો જાણીને પેલા મીઆંને બેસો રૂપીઆ આપ્યા હતા, જેને તડાકો જાણીને તેણે ખાઇ પી પેટ ઠાર્યું, જેને તડાકો જાણીને તેણે નવા નવા વસ્ત્ર બનાવી પેહર્યા, જેને તડાકો જાણીને બાગ બગીચાની

સેહેલ કીધી, જેને તડાકો જાણીને તે પોતાની પુંજી ખરચી ખાલી થયો ને જેને તડાકો જાણીને તેપર તેણે પોતાની સર્વ ઉમેદો બાંધી હતી તે તડાકો તો હવે આ રીતે એક પલમાં ભડાકો થઇ ગયો. અરે, રામ રામ!!

પેલો મીઆંને પારસી પ્રથમથી મળેલા હતા. તેઓએ કોઇને ફસાવી ઠગવાની બાજી રચી હતી. પારસીએ જાણી જોઇને તે બિંદડી પોતાના ખીસામાંથી નીચે સેરવી દીધી ને શરતા ન હોય એવા ડોળથી ચાલતો થયો, તે બિંદડી મીઆંએ ઉંચકી લઇ જવાની ધરપચ કીધી ને અંતે હીરાલાલ આવી તે છટકામાં ફસી પડયો!! દૈવ દૈવ!! શું ધાર્યું ને શું બન્યું!!!..

---

સકરૂ ધોબીએ જમ્મન ધોબીને સલા આપી કે તું કપડાંનો ઘાંસડો ખાંધપર મારી રોજ ઘાટપર લઇ જાય છે તેથી તારી કમ્મર વેહેલી વળી જશે તે કરતાં જેમ હું એક ગધેડાપર ઘાંસડો નાંખી ઘાટપર જાઉંછું તેમ તું પણ એક ગધેડો ખરીદ કરી તેપર બોજો નાખી ઘાટપર જાય તો ઘણું સારૂં. એમાં ખરચ ઘણો નથી, ચાર પાંચ રૂપીઆમાં એક ખાસો મજાનો મારા જેવો ગધેડો મળશે.

જમ્મનને ચાર પાંચ રૂપીઆમાં સકરૂ જેવો ગધેડો મળ્યો કે નહીં તેની ખબર મળી નથી.

---

## કુંવર ને રૂપલી.

# અફીણીનો અવતાર.



રૂપલી—"આ જુઓ, તમારા કુંવરના ઢંગ."

કુંવર—"આજે આ રૂપલી કેમ બોલતી નથી ! !"

ગદ્ધા ક્યા જાને ઝાફરાનકી બાત,
આગે ઘો ધપ્પે ઔર પીછુસે લાત.

એક દહાડે જોનપુરનો શેરખાં નવાબ પોતાના મેહેલના ઝુરૂખામાં બેશીને હુક્કો ગુરગડાવતો હતો. એવામાં તેણે એક ઢેડની ચૌદ વરસની મનોહર છોકરી તે રસ્તેથી જતી જોઈ, તેપર તે મોહી પડયો ને તેને તેણે પોતાની રાણી બનાવવાનો વિચાર કીધો. તરત નવાબે પોતાના વડા વજીરને બોલાવી પોતાનો તે વિચાર જણાવ્યો. વડા વજીરે એ બાબતમાં નવાબને ઘણીક નસીહત કીધી પણ નવાબે હઠ પકડી તે મુકીજ નહી.

એથી વજીરે બે ડાહ્યા માણસોને તે ઢેડને ત્યાં મોકલ્યા ને નવાબને માટે તેની છોકરીનું માગું કીધું, પણ તે ઢેડ તે માંગું કબુલ કીધું નહી. વજીરે બીજીવાર તે ઢેડને સમજાવવા બીજા વધુ મોભાવાળા માણસોને મોકલ્યા પણ તેઓથી એ તે ઢેડ સમજ્યો નહી. અંતે વડો વજીર પોતે પોતાની સવારી લઇ પેલા ઢેડના ઘરપર ગયો ને તે ઢેડને સમજાવતો તેની છોકરીનું નવાબ માટે માનપુર્વક માગું કીધું. તેને ઘણો લોભ દેખાડયો, નવાબ સાથે સંબંદ થતો સમજાવ્યો ને ઢેડણી બેગમ થશે તેપણ જણાવ્યું પણ એટલું છતાં નવાબની માનપુર્વક માંગણી અંતે પેલા ઢેડે કબુલ રાખી નહીં ને વડો વજીર પણ પાછો આવ્યો.

નવાબને એ વાતની ખબર પડી કે એ ઢેડ તો સમજતોજ નથી ત્યારે તે બહુ નિરાશ થઈ ગયો ને તે દહાડે દહાડે ઇશ્કના તાપમાં સુકાવા લાગ્યો.

આ વાતની લોકોમાં ખબર થઇ. ડાહ્યા લોકો એવા ઘેલા ઇશ્કને ધિક્કારવા લાગ્યા. કેટલાક અચરત થયા કે ઢેડની છોકરી એવી તે કેવીક રૂપાળી હશે કે જેનીપર ખુદ નવાબ સાહેબ ઘેલો બન્યો છે પણ કેટલાક લાલચુઓ ઈનામ મળવાની લાલચે તે ઢેડને તરેહવાર યુક્તિ કરી સમજાવવા લાગ્યા પણ તે ઢેડ ખીમલો તે ભીમલો થયોજ નહી! ઢેડાએ પણ ટેક ખુબ જાળવી!!

* * * *

એક દહાડે સવારના પોહોરમાં નવાબ સાહેબ બાગમાં ઉભો હતો એવામાં ત્યાંથી મેહેલનો ઢેડો નિકળ્યો. તેણે નવાબને સલામ કીધી ને તે અદબ કરી ઉભો રહ્યો. નવાબે તેને આ રીતે ઉભેલો જોઇ પુછયું–“ મેહેત્તર, શું છે! તારે કંઇ અરજ કરવી છે?”

ઢેડો ખુશી થતો જરા આગળ આવી બોલ્યો–“ માબાપ આપના ઢેડ, આપનું ઉતરી ગયલું મોં જોઈ મને ખેદ થાય છે. અમે તો તમારા માબાપ ઢેડા પએડા એટલે અમારો કોઇ ભાવ પુસે નહી પણ મને જો હુકમ કરો તો પેલા ખીમલા ઢેડને હમજાવી તેની ખુબહુરત પોએરી તમને લગનમાં અપાવી દહું”

નવાબે વિચાર કીધો કે સારા સારા માણસોથી પણ એ ઢેડ સમજ્યો નહી તે વળી એનાથી સમજવાનો છે! તોપણ નવાબે તેને હુકમ દીધો.

આ હુકમ સાંભળી તે ઢેડ ખુશી થયો. તે હાથમાં એક નેતરની સોટી લઈને લાંગલો ઢેડવાડામાં ગયો. ખીમલાના ઘરના બારણા બંધ હતા તે ઉઘડાવ્યા, ખીમલાને ઉઠાડયો ને જ્યારે ખીમલો આંખો ચોલતો ચોલતો બહાર આવ્યો ત્યારે નવાબના ઢેડાએ પોતાના હાથમાંની સોટીથી તેને બે ત્રણ ફટકા ફટકાવી કહ્યું—"અલ્યા, કમબખ્ત ખીમલા, તારી પોએરીને નવાબ હાબ માંગે તેને ચમ આએપતો નથી? ગાંડીના તું નવાબ હાબને નૈ આપાનો તો કેથે આપાનો! અલ્યા આપણે ઢેડને નવાબ હાબ જેવો જમાઇ ચાંથી? બોલ હવે આપાનો કે નહી આપાનો?" એમ કેહેતાં તેણે ફરીથી સોટી ઉગામી.

જટ ખીમલાએ આડા હાથ નાખી જવાબ દીધો.—"હા માટે નૈ આપાનો! આપાનોજ. પણ તારા જેવો કોઇ ઢેડ આવી કીહે 'તારે આપું કે એમજ આપું?"

શાબાશ!! કામ, કામની રીતે થાય.

સારૂં બન્યું. નવાબનો ઢેડ બોલ્યો—" ઠીક તારે, લે આ કંકુની પડી, આ નાડા છડી ને આ નાલરની જોડ આ-હો વીદ અમાશના લગન. કેમ, લગનનો દહાડો ઠીક ખોલી કાઢયો સે ના?"

ખીમલે જવાબ દીધો–“ હા રે હા ! મારી પોએરીને હવે હદાય દીવાલી !”

---

## ચબરાક છોકરો.

મારો નાનો બહુજ ચબરાક છે, ને તમે માનશો કે હમણા એ માત્ર પંદર વરસની ઉમરનો છે એટલામાં તો સરવાળાની ગણત્રી મોઢેથીજ ચટોચટ કહી આપે છે. નના બોલ જોઉં સાત ને પાંચ કેટલા થયા. ?

“ સાત ને પાંચ આઠ ”

“ નહી ”

“ નવ ”

“ નહી ”

“ દશ ”

“ નહી ”

“ અગીઆર ”

“ નહી, જરા ધ્યાન કર, થોડા ફેર માટે એવું ગાંડુ કેમ બોલેછ ? ” .

“ ત્યારે બાર ”

“ શાબાસ ! જીંવતો રહે.”

---

ડાન્ટ ફીયર !

## એક વિલાયતી ડાચું.



“ અધધધઃ આ ડાચું કે દરવાજો ! આતો મને હમણા ગળપ કરી જશે !”

“ અરે પણ મારૂં શરીર જો, પેટ જો ને તે પ્રમાણે ડાચું પણ હશેજ તો ! એમાં ગભરાયછ શું !!”

"અરે જાનબાઈ જો ભાગ રાખતી હોય તો આજે એક સંગ્રામ ભાડીને રાણીનો બાગ ફરી આવીએ"

"હા ઠીક છે. પણ બેસવાની તો ગોઠવણ કરો."

"હા, જો. તું, તારી દેરાણી ને જેઠાણી ને હું મારી દેરાણી ને જેઠાણી મળીને સામસામેની બેઠકે બેસીસું ને નીચે પગ આગળ તારી સાસુ ને મારી સાસુને સીચીસું. મારો છોકરો ને તારો છોકરો બેઉ મોટા છે તે કોચમેનની બાજુમાં બેસસે ને બે બાલા છે તે ગાડી પાછલ સઈસને ઠેકાણે ઉભા રેસે. બાકી તારે ઇઆંનાં ચાર બચ્ચાં ને મારે ઇઆંના પાંચ બચ્ચાં, તેમાંથી આપણે છ જણ એક એક ખોળામાં લઈ લેસું બેને ઉપરના બે છોકરાઓના ખોળામાં આપસું. બાકી રહ્યું એક, તેનું પણ કંઇ થઇ રહેસે."

તેઓ બાકી એકને કયાં સીચવો તેના વિચારમાં હતી, મેં કહ્યું "બેહેનો શું કામ મુંજાઓછો ? હજીતો કોચમેનનો ખોળો ખાલી છે, ગાડીનું છાપરૂં ખાલી છે, ઘોડાની પીઠ ખાલી છે, પાછળ ગાંસની જાલી ખાલી છે, હજી આઠ જણ બેસે એટલી તો જગાછે ! !"

સમાપ્ત.

એમ. એચ. મેહેરઅલીના,

# પુસ્તકોનું લીસ્ટ.

વેચવાં માટે જથ્થાબંદ મંગાવનારને સસ્તા ભાવે આપવામાં આવે છે. ખાત્રીદાર ગ્રાહકોને વેલ્યુપેબલથી મોકલવામાં આવે છે, પણ આઠ આનાથી ઓછી કિમ્મતના પુસ્તક મંગાવનારે પત્રની સાથેજ પોસ્ટ ટીકીટો મોકલવી.

દેશાવરના તેમજ લાયબ્રેરીના આરડરોપર પુરતું ધ્યાન અપાયછે. તેમજ મુંબઇમાં મળતા અન્ય ભાષાનાં પુસ્તકો વીગેરે પણ રીતસર કમીશનથી મોકલી આપવામાં આવે છે.

વધુ વીગત માટે નીચે લખેલા સરનામે પત્ર વહેવાર કરવો.

એમ, એચ, મેહેરઅલી.

ઠેકાણું—ડુંગરી બજાર પાસે—મુંબઇ.

☞ વગર ઉસ્તાદે વાજીંત્ર વગાડવા શિખવું હોયતો, એમ. એચ. મેહેરઅલીનુંજ વાજીંત્રનું પુસ્તક લેજો, કે જેમાં યુરોપિયન મ્યુઝિક નોટસ જેમ બારસીથી આપવામાં આવેછે તે ધોરણે છંદ શાસ્ત્રના નિયમે સર્વે નોટ આપેલી છે.

યાદ રાખવું કે એ ધોરણ બીજા કોઇનાબી પુસ્તકમાં નથી.

# વારતાના, નાટકના અને બીજા પુસ્તકો.

| | છાપેલી કીંમત | હાલ લેવાની કીંમત |
|---|---|---|
| **ઇન્ડિઅન આલબમ**—જેમાં તવારિખમાં પ્રખ્યાત થયલા જોવા જેવા જુદા જુદા મથકોના મોટી ફુલ્લ સાઇઝના ૪૩ ફોટોગ્રાફ આપેલા છે જે દરેકની નીચે તેનું જાણવા જોગ હેવાલ લખેલો છે. દરેક ફોટોગ્રાફની કિંમત રૂ ૧ અંકાય તેવા એ ફોટોગ્રાફ છે. ઘર બેઠે પ્રખ્યાત ઠેકાણાઓની સેહેલ એ આલબમથી થાય છે | ૧ા | ૧ા |
| **સીકંદર**—સીકંદરનો નસીહત કારક ગુજરાતી નાટક | ૦। | ૦)– |
| **કાસમ સંગ્રહ**—બોધકારક રમુજી વીસ વાર્તાઓ છે | ૦ાા | ૦ાા |
| **ગજરા મારૂજીની વારતા**—જાડા કાગલ ને સુંદર ચિત્રની | ૦)= | ૦)– |
| **કલજુગના કૌતક**—એમાં ચાલુ જમાનાના કૌતકના હસમુખા ન્હાના મોટા ટુચકાઓ છે. હસતાં હસતાં દીલ ખુશી કરવો અને તેથી ચબરાકી અકલ બોધ તો ખરો અનુભવ મેળવવો હોય તો આએ પુસ્તકથી મળી શકે છે, ઉપરાંત એ પુસ્તક સાથે ટુચકાને અનુસરતા કૌતકના ૩૦ ) પીકચરો આપેલા છે. રચનાર એમ. એચ. મેહેરઅલી. ... ... ... | ૧ | ૧ |
| **ચુતાની ટેબલ હકીમુ**—હરેક જાતનો મેવો, અનાજ ભાજીપાલો, કીયાણું, એવી ખોરાકની વસ્તુઓના ગુણ, દોષ, સરદ કે ગરમ અને તેમાં શું શું નુકસાન છે ને શું શું ફાયદો છે તથા હરકોઇ જાણસથી નુકસાન થાય તો તેનો શું ઓતાર કરવો એ સરવે લખેલું છે. તનદુરસ્તી સાચવવાને શરીરમાં સરદી ગરમી એકસરખી રાખવા | | |

| | છાપેલી કીંમત | હાલ લેવાની કીંમત |
|---|---|---|
| માટેનો એ પુસ્તક એક કાંટો છે, અને અમુક શખસે પોતાની તબીયત પરથી શું પહેરેજી કરવી જોઇએ તે એ પુસ્તકથી જાણી શકાય છે. ... ... | ાા | ૦ા |
| જંગબારી ભાષા—એ જંગબાર તરફ જનારાઓ માટે જંગબારી ભાષાથી વાતચીત કરવાનું ગુજરાતીમાં રચેલું ઘણું સેહેલું પુસ્તક છે. ... .... ... | ૦ા= | ૦ા= |
| વખતસીંહ વીજયસીંહ—ઉદેપુરના મહારાણાનો નાટક. | ૦ા= | ૦)- |

ચેતવણી--સર્વે આલમને જણાવવામાં આવે છે, કે જો કોઇને, કોઇ દુકાનપરથી હમારૂં કોઇભી પુસ્તક ન મલે તો તે નીચે લખેલા સરનામાથી હમોને લખી મંગાવવું તો તેને જોઇતું પુસ્તક તરત પુગાડવામાં આવશે.

## વાજીંત્રના સત્તાવાર પુસ્તકો.

ફીડલ ચાવી—બુક ભાગ ૧ થી ૩—જેમાં નવા શીખનારને માટે ફીડલના મ્હોટા ચીત્રથી પુર્ણ અને સરલ સમજણ આપેલી છે તથા તરેહવાર દેશી ગાયન તથા ઇંગ્લીશ ડૅન્સ, કૉમિક સાંગ, ગ્રૅનેડિઅર્સ માર્ચ, ગઝલ, ઠુમરી, લાવણી, ઇંગ્લિશ ગત તથા નેશનલ ઍન્થમ જેવી ઉમદા તર્જોની નોટ અસલ સુરથી આપેલી છે.

| | છાપેલી કીંમત | હાલ લેવાની કીંમત |
|---|---|---|
| દરેક ભાગના ... ... ... | ૦ા- | ૦ા- |
| ભાગ ૧ થી ૩ પાકા પુઠાથી સાથે બાંધેલાના... | ૦ાા= | ૦ાા |

કનસર્ટીના ચાવી—બુક ભાગ ૧ થી ૬—જેમાં નવા શિખનારને માટે જોઇતી સમજણ જુદા જુદા વીષયો સાથે રાંગની સારેગમના સપ્તકથી સમજ તથા તરેહ-



# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ.

| | છાપેલી કીમત | હાલ લેવાની કીમત |
|---|---|---|
| વાર ગઝલ, ઠુમરી, લાવણી, તથા ઇંગ્રેજી તર્જની નોટ અસુલ સુરથી આપેલી છે, દરેક ભાગના... | ૦।- | ૦।- |
| ભાગ ૧ થી ૬ પાકા પુઠાથી સાથે બાંધેલાના... | ૧।।= | ૧। |
| કનસર્ટીના ચાવી ભાગ ૧ લો—જેમાં નવા શીખનારને માટે જોઇતી સમજણ તથા બેઉ હાથે વાજું વગાડવાની આદત પડી જાય તે માટે નોટમાં બેઉ હાથની ચાવી આપી છે. ... ... ... ... | ૦। | ૦। |
| ઉસ્તાદે કનસર્ટીના-ઉરદુ અક્ષરોમાં છાપેલું છે, જેમાં નવા શીખનારને માટે જોઇતી સમજણ સાથે રાગોની નોટ આપેલી છે. (ભીંડી બજારમંના દુકાનોપરથી મળશે) | ૦।- | ૦।- |
| એકાર્ડીયન—ચાવી ભાગ ૧ થી ૬—જેમાં નવા શીખનારને જોઇતી સમજણના જુદા જુદા વીષયો સાથે રાગની સારેગમના સપ્તકથી સમજણ તથા તરેહવાર ગઝલ, ઠુમરી, લાવણી, ઇંગ્લીશ ડૅન્સ, બ્રિટીશ ગ્રૅનેડાયર્સ માર્ચ, હૅલેલ્યુજા માર્ચ, નેશનલ ઍન્થમ વીગેરે ગાયનોની નોટ અસલ સુરથી આપેલી છે દરેક ભાગના... ... ... ... | ૦।- | ૦।- |
| ભાગ ૧ થી ૬ પાકા પુઠાથી સાથે બાંધેલાના... | ૧।। | ૧। |
| હારમોનિયમ ચાવી-બુક ભાગ ૧ થી ૪ થો—નવા શીખનારાઓની સમજણને માટે હારમોનીયમના ચાવી બોર્ડના પીકચરોસાથે સારેગમનો ખુલાસો, સુરની પુર્ણ સમજણ, બેઉ હાથે વગાડવા શીખવાની યુકતી, વીગેરે વીગેરે બાબતો તથા યુરોપીયન મ્યુઝીક નોટસ જેમ પ્રોસીડીકલ બારસથી આપવામાં આવેછે, | | |



એમ. એચ. મેહેરઅલી=ડુંગરી બજાર પાસે—મુંબઇ.

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ.

| | છાપેલી કિંમત | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| તે રીતે છંદ-શાસ્ત્રના નીયમે ન્હાને કટકે, સરલમાં સરલ રીતની નોટ, સરખી રીતે સર્વ ગાયનની નીચે આપેલી છે, કે જેથી નવો શીખનાર પણ હરેક ગાયન થોડી મેહેનત લીધાથી વગાડવાને શીખી શકેછે. યાદ રાખવુ કે એવી સમજણ તથા એવી સરલ નોટ અને ઉસ્તાદી અસલ સુરના ગાયનો બીજી કોઇ પણ હારમોનીયમ વાજી-બુકમાં મળી શકશે નહી. દરેક ભાગના. | ૦ાા= | ૦ાા= |
| ,, ,, ભાગ ૧ થી ૪ ના સામટા સટના. | ૨ાા | ૧ાા |

હમારા હરેક વાજીંત્રના પુસ્તકમાં નોટ પ્રેસીડીકલ બારસથી છંદ શાસ્ત્રના નીયમે આપેલી છે એટલુંજ નહી પણ વાજીંત્રના હમારા પુસ્તકોની ૨૫૦૦૦ પચીસ હજાર નકલો ખપી ગઇ છે અને તેની ત્રણ આવૃતિઓ ફરી ફરીને છપાવવી પડી છે. એજ હમારા વાજીંત્રના પુસ્તકોની સહુથી સરસાઇ બતાવવાને બસ છે.

## તરેહવાર ગાયનના પુસ્તકો.



| | છાપેલી કિંમત | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| બુલબુલી ગાયન-નામીચા શાહેરોના ચુન્દા ગઝલો, ધુરપદ, ઠુમરી, ખ્યાલ. દાદરા કહારવા, તીલાના અને ટપ્પાઓનું મોટું પુસ્તક શુદ્ધ રીતે છાપેલું છે.... | ૦ાા | ૦। |
| ગઝલ સંગ્રહ ભાગ ૧ લો અને ૨ જો-તરેહવાર રાગના ઇશ્કીયા ગઝલો શુદ્ધ રીતે છાપેલા, દરેક ભાગના ... | ૦।- | ૦)= |

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ.

| | છાપેલી કિંમત | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ઠુમરી સંગ્રહ—પ્રખ્યાત ગાનારીઓના ચુન્દા રાગ રાગણીઓ, ઇસ્કીયા ઠુમરી, ખ્યાલ, ટપા, વિગેરે ગાયનો ... | ૦।~ | ૦)≡ |
| શરબતે ગઝલ ભાગ ૧ લો અને ૨ જો—જુદા જુદા રાગના પરચુટણ ગાયનો તથા ગઝલોનું સંગ્રહ દરેકના... | ૦।~ | ૦)≡॥ |
| ગુલશને રાગ ભાગ ૧ લો અને ૨ જો—તરેહવાર હીંદુસ્થાની શાહેરોના ગાયનો તથા ગઝલોનું સંગ્રહ દરેકના ... | ૦।~ | ૦)≡॥ |
| ગાયન સંગ્રહ—જલસાઓમાં ગાવા લાયકના ગઝલો, ખ્યાલ ઠુંમરી, ધ્રુરપદ ઇ૦ રાગ અને તાલના ખરા નામ સાથે છે. | ૦।≡ | ૦। |
| રાગમાળા—ખરા સુર અને તાલથી ખ્યાલ ઠુમરી ઇ૦ ગાયનો છે ... ... ... ... | ૦।~ | ૦)≡॥ |
| લોકપ્રીય ગાયન સંગ્રહ—સુરતવાલા અબદુલહુસેન બાકર ભાઇ શાહેરના તથા શાહેર ઝાલના જોડેલાં નિતી આપનારા, સંસારી બોધ આપનારા તથા ઇસ્કીયા કલગીના ગાયનો, મેવાળો, ઢેલાના, પરજીયા, સુબોધ દોહરા, રમુજી ઉખ્યાણા વગેરે ચુંટી કહાડેલા ગાયનના ટુચકાઓ છે. ભાગ ૧ થી ૪. દરેક ભાગના ... ... | ૦॥ | ૦। |
| ગઝલે હકકાની—ઇસ્કે હકીકીના તરેહવાર રાગના મારફતી ગઝલો સાથે અસરકારક શેરો છે ... ... ... | ૦।≡ | ૦)≡ |
| કલગી ગાયન સંગ્રહ ભાગ ૧ થી ૪—જગત પ્રસિદ્ધ ઉસ્તાદ મુનશી કરીમબક્ષ મુતખુલ્લુસ મરકુમના અખાડાના ખાસ ખલીફા અદલ નસરવાન કલગીવાલાના બનાવેલા કલગીના સવાલ જવાબના ગુજરાતી તથા હીંદુસ્તાની દીલપસંદ ખ્યાલોનો સંગ્રહ દરેકના ... | ૦।≡ | ૦)≡ |
| એ ચારે ભાગ સાથે બાંધેલાનો ... ... | ૧॥ | ૦॥ |
| હોરીસાગર—દીલ ખુશ હોરી સંગ્રહ ... ... | ૦।~ | ૦)≡॥ |

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ.

| | છાપેલી કીંમત | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ગુલઝારેરાગ—ઇશકીયા ગઝલો ઠુમરી, ખ્યાલ, ટપ્પા વિગેરે | ૦।– | ૦)=॥ |
| બાગેબુલબુલ—તરેવાર ઇસ્કીયા ગઝલોને બરચુટણ ગાયન | ૦)≡ | ૦)–॥ |
| ગુલેબહાર—શાહેર અદલના કલગી ગાયનો, જેમાં ચાર સાહેલીની કાહાની વીગેરે રમુજી સંગ્રહ છે... ... ... | ૦। | ૦)= |
| બુલબુલી ગાયન અને ગાયન સંગ્રહ—એ બે પુસ્તક કપડાના પાકા સુંદર પુઠામાં સાથે બાંધેલાના ... | ૦।।।= | ૦॥ |
| ગઝલ સંગ્રહ ભાગ ૧ લો ૨ જો તથા ગઝલે હકકાની. એ ત્રણે પુસ્તક કપડાંના સુંદર પુઠામાં સાથે બાંધેલાના. | ૦।।।= | ૦॥ |
| ઠુમરી સંગ્રહ, ગુલઝારે રાગ, હોરી સાગર રાગમાળા—એ ચારે પુસ્તક કપડાના સુંદર પુઠાથી સાથે બાંધેલાનો. | ૧। | ૦॥ |
| બહારે કલગી ગાયન—જેમાં જુદી જુદી રંગતોમાં હરેક બાબતના નીતી ભરેલા, બોધકારક તથા સંસારી હીશિયારી ને રીતની ભીખપર નસીહત કારક તથા સુબોધ મનોરંજક કીસ્સાઓના તથા હુન્નરની હરીફાઇના સનદી જવાબ સવાલના કલગી ખ્યાલો અને સખીઓનો, મલીને ૧૨૫) ખ્યાલોનું મોટું સમાવેશ છે. ... | ૧ | |
| દીવાનેકાસમ—તરેહવાર રાગ રાગણીઓનો ૪૫૦) પાનાનું ગંજાવર પુસ્તક પાકી બાઇંડીગ સાથે ... ... | ૧॥ | ૧ |

યાદ રાખવું કે એવા સસ્તા ગાયન પુસ્તકો, બીજા કોઇ મલવાના નથી.

મુંબઇ.
ડુંગરી બજાર પાસે } એમ. એચ. મેહેરઅલી,

# અભિપ્રાય.

## એમ, એચ, મેહેરઅલીના વાજંત્રી પુસ્તકો માટે.

Your key books–would no doubt deserve Ist class Medal or Certificate. Gurbaksh Singh Amritsar.

R. M. R. હરીપુરના સ્ટેશન માસ્તર કાશીનાથ–આપની કોનસરટીનાની ચોપડીમાં જે ગાયનો દીધાં છે તે વગર ઉસ્તાદે આવડે છે.

શેઠ દા૦ મ્યા૦ હોટેલ-કીપર––તમારા વાજીંત્રની દરેક ચોપડી, એવાં તો સરસ ગીતોથી ભરેલી છે કે એક આળસુ છોકરાને પણ શીખવાનો શોખ થાય.

**પુના, જે. આર. રાજન.**–એ એક વગર શીખેલાને એક હુશીઆર ઉસ્તાદની ગરજ સારે છે.

**તુલજાપુરથી મહમદ ઝાકીર**––તમારી કનસરટીના ચાવી બુકના ભાગ ૧ થી ૬ મંગાવીને હું તેપરથી કસરવે ગાયન વગાડવાને ઘણી સેહેલથી શીખી શકયો છું.

**બાંટવા, સૈયદ ગુલામ હુસેન યુસુફ મીઆં**—આપની એકારડીયન ચાવી-બુકમાં સમજ અને શિખવાની રીત બહુ સરસ છે ને તેમાંથી હું વગાડવાને શિખેલો છું.

## એમ. એમ. મેહેરઅલીના યુનાની ટેબલ-હકીમુ માટે.

**અખબારે સોદાગર પત્ર**–પોતાની દેહને કઇ ચીજ માફક આવશે તથા કઇ ચીજ નુકસાન કરશે, તેવું જોઇતું ટુંક જ્ઞાન ઉપલુ પુસ્તક આપે છે.

**મુંબઇ સમાચાર પત્ર**—દરેક પ્રકારની ખોરાકીની વસ્તુઓના ગુણ દોશ શું શું છે, તે એમાં ટુંકમાં પણ ખુલ્લી રીતે દરશાવ્યું છે.

**હકીમ જ૦ ખ૦ ઇછાપોરીઆ**––એ પુસ્તક દરેક પુરૂષ તથા સ્ત્રીએ વાંચી મનન કરવા જેવું છે.

**હકીમ અબદુલ રેહેમાનખાન મદરાસી**––એની રચના હકીમીના સત્તારગ્રંથો પરથી કીધેલી છે.

કેમ શેઠ ! આ જરા વાંચશો !

અમો

# "મુંગી ભાર્યા અને મોજી મિત્ર"

તા. ૧૫ મી સપ્ટેંબર ૧૮૯૭ સુધીમાં જાહેર પાડનાર છીએ. આ વાર્તા એટલી તો રસીક છે કે તેનું વર્ણન અત્રે લખ્યા કરતાં તે પુસ્તક વાંચ્યાથીજ બરાબર સમજાશે. અગાઉથી ઘરાક થનાર પાસેથી રૂપિયો દોઢ. પાછળથી રૂપિયા બે.

---

જરાક વાંચશો !

તમને ખબર તો હશેજ કે

## જેહાંગીર કરાણી વાળી

# અરેબ્યન નાઇટ્સ,

અગાઉ રૂ. ૪ માં નિકળી હતી તેજ અરેબ્યન નાઇટ્સ હાલ અમોએ રૂ. ૨) માં કાહાડી છે. કેટલો બધો ફેર ? ૯૨૫ પાણાં, ગીલ્ટ ઍંમ્બૉસ બાઇન્ડીંગ, મોટું કદ, એના કર્તા પેલા મોટા પબ્લીશર (મરહુમ) જેહાંગીર

કરાણીની સબી સાથનું જીવન ચરીત્ર, વગેરે ફક્ત રૂ. બેમાં! જલદી ખરીદો કે પાછળથી નાસીપાસ થવું પડે નહીં.

---

વળી કંઇ બીજું!

મરહુમ રૂસ્તમ ઇરાની કૃત

# રજપૂત વીરરસ કથા.

## ૧૧ વાર્તાઓનો સંગ્રહ.

આ પુસ્તકમાં કાઠીયાવાડના રજપૂતોના શુરાતન, ટેક, હિમ્મત, અને શૌર્યને લગતી "રોમે રોમ ખડાં કરે" એવી વાર્તાઓનો સંગીન ભાષામાં સંગીન સમાવેશ કીધોછે. વળી આ પુસ્તક ગુજરાતી વાંચકવર્ગમાં મોટે ભાગે વંચાય એવું ધારી, એની કિમ્મત ફક્ત આના આઠ રાખી છે. પોસ્ટેજ જુદું.

### આ ત્રણે પુસ્તકો મળવાનું ઠેકાણું.

"ધી સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ" કરનાક રોડ:—એન. ડી. સુરતી બુક ડીપો, બોરાબજાર, કોટ; પીરોજશાહ દી. મુકાદમ. ચર્ચગેટ, કોટ; એન. એમ. ની કું., કાલબાદેવી રોડ; દાવર બુક ડીપો કાલબાદેવી રોડ, નાનાભાઈ બે. કરાણી, ધોબી તલાવ, મુંબઈ.

---